R.R.
Guj.

Swami Jethmalji
Kathiyavad Jain Sthanak-vasi Directory / Jethmalaji swami.--- Limbadi : Sri Jash-wantsinh Printing Press. 1927
vi, 208 p.; 18 cm.

Rs. 1.00.

Acc. no.
7605
11.10.63.

શ્રી મહાવીરાય નમઃ

કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી

# ડીરેકટરી.

લખનાર.

**જેઠમલજી સ્વામી.**

**લીંબડી સંપ્રદાય.**

(જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના જીવનચરિત્ર, ત્રય રત્નાત્મક ધર્મ ઉર્ફે ત્રીતત્વ વર્ણન અને સંવાદ સાથે સમાજનું દિગ્દર્શન, વગેરેના કર્ત્તા.)

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**એક જૈન ગ્રહસ્થ.**

વીર સંવત ૨૪૫૩ વીક્રમ સંવત ૧૯૮૩ સને ૧૯૨૭

---

શ્રી જશવંતસિંહ પ્રીંટીંગ પ્રેસ—લીંબડી.

પ્રત. ૧૦૦૦,

મૂલ્ય—એક રૂપિયો.

# પ્રસ્તાવના.

આ પુસ્તક લખવાની જરૂરીયાત અને શરૂઆત વિષે મ્હારા મનમાં આવેલ વિચારો જણાવવા અહિં ઉચિત માનું છું. આજકાલ આવા સુધરેલા જમાનામાં હરેક વર્ગની ડીરેકટરી યા વસ્તિપત્રક જોવામાં આવે છે, ત્યારે આપણા સ્થાનકવાસી વર્ગમાં તેની ખામી હતી, તે ખામી દુર કરવી જોઇએ. દિગમ્બર અને શ્વેતાંબર બન્ને ફીરકામાં ડીરેકટરીઓ તૈયાર થાય છે. ડીરેકટરી એ સમાજનું એક પ્રકારનું દર્પણ છે, તેનાથી આપણા સમાજની વ્યવહારીક અને ધાર્મિક સ્થિતિનો ખરો ખ્યાલ આપણને આવી શકે છે, આપણા સમાજની કેવી સ્થિતિ છે? કેટલા ગામ ? કેટલા પુરૂષ, ? કેટલા સ્ત્રી ? કેટલા બાળક ? કેટલી જ્ઞાતી જૈન સ્થાનકવાસી ધર્મ પાળે છે ? કેટલા ભણેલ ? કેટલા અભણ ? કેટલી ભાષા ? કેટલી ડીગ્રી ? કેટલા સામાયક પડિકમણા જાણે છે ? કેટલી વિધવા ? કેટલી સધવા ? કેટલા વેપારી ? કેટલા ધંધા વગરના ? કયાં ? કયાં ? ઉપાશ્રય ? જૈનશાળા ? લાઇબ્રેરી અને પાઠશાળા વગેરે ધાર્મિક સંસ્થાઓ છે? તેનો આબેહુબ ચિતાર સમાજને આથી આવી શકે છે. એથી સમાજની આગળ રજુ કરવામાંજ ખરી સેવા સમાએલી છે. દિન પ્રતિદિન સ્થાનકવાસી સમાજ કેટલો દબાતો જાય છે, તે જાણવા અને જોવાને માટે આ પુસ્તક એક અરીસા કિંવા દર્પણરૂપ થઇ પડશે. આની અંદર ખાસ કરીને સાધુ સાધ્વીના નામ અને સ્થાનકવાસી ત્યાગી કિંવા ગૃહસ્થના બનાવેલા પુસ્તકો એટલે કે સ્થાનકવાસી પ્રેરક વીસમી સદીનું સાહિત્યનું લીસ્ટ, કર્ત્તાનું નામ, વગેરે જાણવું ઘણું અગત્યનું અથવા જરૂરનું છે. એમ જણાતા સંવત ૧૯૮૧ ની સાલમાં જુનાગઢ મુકામે આ સંબંધી કેટલાક મહાશયો સાથે ચરચા થતા તેમના તરફથી આ દિશામાં પ્રયાસ થવા ઇચ્છા બતાવવામાં આવતા મ્હારા મન ઉપર તેની સારી અસર ઉત્પન્ન થઇ અને તે કાર્ય હાથ ધરવા સંકલ્પ કર્યો. આ કાર્યમાં પ્રથમ તો આર્થિક મદદની પહેલી જરૂર પડે એ વાસ્તવિક છે, ગવર્મેન્ટ (સરકાર) પણ જ્યારે વસ્તિપત્રક કરે છે, ત્યારે હજારો

રૂપિયા અને હજારો માણસોની જરૂર પડે છે ત્યારે આવું મ્હાન કાર્ય એક હથુ અને તે પણ મદદ વગર કરવું એ કેટલું બધું અશક્ય ગણાય તે સમજવું સહજ છે. જ્યારે આ કામ હાથ ધર્યું ત્યારે ઘણા સાધુઓ અને ગ્રહસ્થો અનેક ચરચા કરવા લાગ્યા એટલુંજ નહિ પરન્તુ મદદ કરવી એ તો બાજુ ઉપર રહી પણ સામા વિરૂધ્ધ પડિ અનેક ખટપટો ઉઠાવી કાર્ય તોડી પાડવા કટીબંધ થયા. એટલુંજ નહિ કિન્તુ સંવત ૧૯૮૨ ની સાલનું ચાતુર્માસ વઢવાણ શહેર પસાર કરવા સોરઠમાંથી આવતા વઢવાણ એટલું બધું વિરૂધ્ધ, પડી ગયું કે જેની હદ નહિં અનેક રીતે ખટપટ કરવા સાથે છાપામાં આર્ટીકલ આપી લોકોમાં ખરાબ અસર ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો, ધીમે ધીમે એ ખટપટે ગંભીર રૂપ પકડયું અને છેવટ લીંબડી કે જે અમને પુછી શકવા હક્કદાર છે, તો ત્યાંથી પણ પત્રોદ્વારા અને રૂબરૂ મજકુર કાર્ય બંધ કરવા દબાણ થવાથી હું નથી ધારતો કે આ સ્થાને બીજી વ્યક્તિ હાથ ધરેલ કાર્ય પુર્ણ કરી શકે. આ કાર્ય માટે જેટલી વાતાવરણની પ્રતિકુળતા એટલીજ કાર્યની વિકટતા હોવાથી આખા કાઠિયાવાડની ડીરેકટરી કરવી. તેમાં કેટલા ગામ ? કયાં ? કયાં ? કેટલા શ્રાવકો વગેરે હકીકત મેળવવી અને તે પણ ટુંક વખત અને ટુક સમયમાં પહોંચી વળવું એ ઘણું હૃદયને હતાશ પમાડનારૂં કાર્ય હતું. પ્રથમ તો સમાજની અજ્ઞાનતા અને બેદરકારીને લઇ પત્રકો જ્યાં મોકલવામાં આવે તે ભરીને પાછા મોકલવાને બદલે જવાબ સરખો પણ ન મળે. ઘણી ઉઘરાણીના અંતે પત્રકો ગુમ થઇ જવાથી બીજા મોકલો. આવા વસ્તુ સ્થિતિ થવાથી મેં મ્હારી લાગવગનો ઉપયોગ કરવામાં સમય અને નાણાનો શ્રી સંઘને મ્હોટો ફાયદો થવા સાથે મહેનતની સાથે હેતુ બર આવશે એમ માની "**કાઠિયાવાડના રાજા મહારાજાઓ અને એજન્સી થાણાના અમલદારો**" ને પોત પોતાના તાબાના ગામોમાંથી કરી આપવા લખી પત્રકો મોકલી આપતા જે કાર્ય સેંકડો રૂપિયા ખરચાતા ન થઇ શકે અને ન કરી આપે તે કાર્ય ભકિત પ્રાય ઉદાર મનના રાજકર્તાઓએ ફકત જૈનાચાર્ય શ્રીમાન **લવજી સ્વામી**ની ભક્તિની ખાતર પોતપોતાના રાજ્યોમાંથી પત્રકો ભરાવી મોકલી આપ્યાં. તેની પૂર્ણ માહેતી આ બુકની આગળ દાખલ કરેલ "**રાજા મહારાજાઓ**" ના પત્રો આપે છે.

"કેટલીક વાર આપણે આપણી સંકુચિત દ્રષ્ટિને લઈ બીજાનો નિષેધ કરીએ છીએ. પણ ખરી રીતે તેમ ન થવું" જોઈએ. તેમ કરવામાં ખરેખર આપણે પોતાની પ્રગતિનો અવરોધ કરવા સાથે આપણા સાંકડા વિચારો જણાવી આપીએ છીએ. આજ સુધી રાજા મહારાજાઓ અને કાઠિ ગીરાસીયા વગેરે સાથેના મ્હારા પરિચયને માટે ઘણો અણગમો બતાવી તે વર્ગનો પરિચય ન રાખવા સંબંધી અનેક ખટપટો કરી સમાજમાં મને હલકો પાડવા જેવી પ્રવૃત્તિ થવા માટે હાસ્ય ઉત્પન્ન થાય છે. તે એટલે સુધી કે જ્યાં સુધી કાઠાં અને ટેંટાને નહિ છોડે ત્યાં સુધી તેમને અમે માનવાના નથી, વગેરે જે અઘટીત શબ્દોનો ઉપયોગ કરવા સાથે ગણગણાટ કરવામાં આવે છે તે અહિં લખવા ઉચિત ધારતો નથી. પરંતુ આ ઉપરથી ધડો લેવા જેવું એટલુંજ છે કે સાધુ પુરૂષોના પરિચયથી સમાજને નુકસાનને બદલે લાભ છે, સાધુ પુરૂષોનો પરિચય અને લાગવગ તેમના માટે નથી. પણ લોકોના માટેજ છે. તે આવા પ્રસંગે જરૂર પડે ત્યારેજ તેની કિંમત અંકાય છે. આથી સમાજને તેમના તરફથી કેટકેટલા ફાયદા થયા છે તે જો લખું તો અનેક પાના ભરી શકાય તેવું છે. પરન્તુ આતો ભેંસ આગળ ભાગવત જેવું થાય છે."

આ કાર્ય પૂર્ણ થતાં તેને બે વર્ષ થયાં છે. કામ પૂર્ણ થતાં તેને સમાજની આગળ રજુ કરવા ઘણા જૈન ભાઈયો અને ગામોગામના શ્રી સંઘની માગણીઓ અને સમંતી મજકુર વતિપત્રકની ચોપડી છપાંવી બહાર પડવા માટે મળવાથી તેને પુસ્તકાકારે છપાવી હાથ ધરેલ કાર્ય પૂર્ણ કરી ફરજ બજાવી સમાજનું રૂણ યત્કિંચિત અદા કરી ઉપકૃત થઉં છું. ( મ્હારે કહેવું જોઈએ કે ભવિષ્યમાં હવેથી સમાજના કોઇ પણ કાર્યમાં ભાગ લેવા હૃદય સાફ સાફ ના પાડે છે. મને જો કોઈ પુછે તો હું લાઈબ્રેરીઓ, બોર્ડીંગો, અને ઉપાશ્રયો વગેરે માટે કદિ પણ સ્હાય કે સલાહ આપવાને બદલે મૌન ભજવા લલચાઉં. ) ભરાએલ પત્રકોના સૈરવાળા કઈ દરેક ગામના પત્રકોના આંકડા તારવવાનું કાર્ય એટલું બધું ગુંચવાડા અને મુસ્કેલી ભર્યું હતું કે જરૂર મારી મહેનત નિષ્ફળ જાત પરન્તુ આવા મગજમારીના કામમાં વઢવાણ તાબાના ગામ **રામપુરા**માં સંવત ૧૯૮૨ ની સાલનું ચાતુર્માસ થતાં ત્યાંના સેવા પ્રેમી બન્ધુઓ ? પૈકી **ભાઇ મંગળજી**

૬

માણેકચંદ શાહ, જીવણ કરસન, મગનલાલ વેલસી, શાન્તિલાલ મોહનલાલ, હિમચંદ મોર અને ચોટીલાવાળા શા. પોપટલાલ રણછોડ વગેરે મહાશયોએ ચાર માસમાં આખા કાઠિયાવાડના પત્રકોમાંથી સરવાળા આપી આંકડા તારવી કઢવાનું કામ કરેલ છે, જે કાર્ય રૂા. ૨૫) ના પગારદાર રોકી ન કરી શકાય તે સેવા, ઘરનું કામ ખોટી થઇ કરેલ છે. બીજી નોંધ લેવા જેવી સેવામાં મોટો ફાળો જેતપુરના શ્રીમંત અગ્રેસર ગ્રહસ્થ કામદાર જીવરાજ દેવચંદનો છે. તેમણે આ કામમાં ટપાલ ખરચ આદિ દરેક પત્રકો લગતા કાર્યમાં આર્થિક મદદ મ્હોટા પ્રમાણમાં કરી છે, ભરાવી આપવામાં રાજા મહારાજાઓના સરવાળા આપી આંકડા તારવી કાઢવામાં રામપુરાના ઉપરના છ ભાઇઓની અને ટપાલ ખરચ વગેરે માટે જેતપુરના શા. જીવરાજ દેવચંદની અને પત્રવ્યવહાર માટે વઢવાણ રાજ્યના કેળવણીખાતાના વડા અધીકારી રા. રા. કાળીદાસ નગિરદાસ શાહ એમ. એ દાજીરાજ હાઇસ્કુલના હેડમાસ્તરની આ ડીરેક્ટરીનો સઘળો પત્ર વ્યવહાર તેમના નામથી તેમની મારફત કરવા અને સઘળું સાહિત્ય પત્રકો ટપાલ વગેરે પોતાના હસ્તક રાખવા વગેરે ભાઇઓની મદદથીજ આવું સમાજોપયોગી મહાભારત કામ થઇ શકયું છે.

સુજ્ઞેષુ કિંમ્બહુના.

લી.

લીંબડી. જેઠ શુકલપક્ષ
૧૫ પૂર્ણિમા.
તા. ૧૪-૬-૨૭ મંગળવાર.

જૈન ભિક્ષુ જેઠમલજી.

# ડીરેકટરી કરી આપનાર સ્ટેટોના આવેલા પત્રો

પોરબંદર. તારીખ. ૧૯–૯–૨૫.

સ્વામી શ્રી જેઠમલજી,

આપના તા. ૫–૯–૨૫ તથા તા. ૧૧–૯–૨૫ ના લખેલા કાગળો મળ્યા છે. પ્રથમ આપના તરફથી જે ડીરેકટરીના ફારમો' આવેલ તે તળપદ પોરબંદરને માટે મ્યુનીસીપાલીટી ખાતા તરફ અને મહાલોને માટે રેવન્યુ ખાતા તરફ મોકલાઇ જવામાં છે અને સાથેની નકલ મુજબ પરબાર્યાં ફોર્મ ભરી મોકલવા માટે તે ખાતાં તરફ લખવામાં આવેલ છે તો વધુ માહિતી માટે તે ખાતાં તરફ સીધ્ધુ લખશોજી.

વીનંતી સેવક,

પ્રતાપસિંહજી,

દિવાન, રાજ પોરબંદર.

---

૯–૫–૧૯.

આઝમ મ્યુનિસીપાલ સેક્રેટરી.

દીગર લખવાનું કે આ સાથે કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી ડીરેકટરીના ૧૫ ફારમ મોકલેલ છે તો તે જૈનોના આગેવાનોને સાથે રાખી ભરવાની તજવીજ કરશો અને ભરાય રહેથી તે નીચેના શિરનામે મોકલી આપશો.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.

હેડમાસ્તર, દાજીરાજ હાઇસ્કુલ,

વઢવાણુ શહેર

વધારે ફોર્મ જોઇએ તો તે શાહ કાળીદાસ નાગરદાસ પાસેથી મંગાવા લેશોજી.

તા. ૧૫–૮–૧૯૨૫.

પ્રતાપસિંહજી,

દિવાન, પોરબંદર.

---

૯-૫-૧૮.

રા. રા. રેવન્યુ કમીશ્નર સાહેબ,

સલામ સાથ લખવાનું કે આ સાથે કાઠિયાવાડ જેન સ્થાનકવાસી ડીરેકટરીના ૧૦ દશ ફોર્મ મોકલેલા છે તે આ રાજ્યસ્થાનમાં ગામડા-ઓમાં મોકલી દેજો તેમાં જોઇતી હકીકત જેનો પાસે ભરાવી દઇ તે ફોર્મો નીચેના શિરનામે મોકલાવી આપશો.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.
હેડ માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ,
વઢવાણ શહેર.

વધારે ફોર્મ જોઈએ તો તે શાહ કાળીદાસ નાગરદાસ પાસેથી મંગાવી લેશોજી.

તારીખ ૧૫-૮-૧૯૨૫.

પ્રતાપસિંહજી,
દિવાન, પોરબંદર.

---

ધ્રાંગધ્રા તા. ૨૧-૭-૨૫.

સ્વામી શ્રી જેઠમલજી,
વઢવાણ શહેર.

આપના બન્ને પત્રો મળ્યા છે. તેની સાથેના ફાર્મો અહીં મહાલોમાં મોકલાવી આપ્યા છે અને તેની સાથે સૂચના કરેલ છે કે જેને ડીરેકટરી ખરીદવી હોય તે આપને લખી જણાવશે. આપના સાહસને મદદરૂપ થાય તેટલા માટે જેટલી બને તેટલી બહોળી પ્રસિદ્ધી ફાર્મો મોકલી દરેક મહાલોમાં કરવામાં આવેલ છે.

શુભેચ્છક,
માનસિંહજી,
સી. આઇ. ઇ.
(દિવાન સાહેબ, ધ્રાંગધ્રા રાજ્ય.)

ॐ

મોરબી. તા. ૧૩-૮-૨૫.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી,

વઢવાણ શહેર,

સવિનય વિનંતિ કે આપનો કૃપાપત્ર તા. ૩૧-૭-૨૫ નો અમારા નામદાર મહારાજા સાહેબ ઉપરનો પહોંચ્યો છે. તેના જવાબમાં વિદિત કરવાનું કે આ સ્વસ્થાન તાબાના ગામો માટે યોગ્ય જણાય તેટલા ફાર્મો આપ ખુશીથી મોકલી આપશો એટલે તે આવેથી સુચનાઓ સાથે મહાલોમાં મોકલવામાં આવશે.

સ્નેહાધિન,

રણછોડદાસ પટવારી,

બી. એ. એલ. એલ. બી.

(દિવાન સાહેબ, મોરબી રાજ્ય.)

---

હજુર ઑફીસ,

વાંકાનેર. તા. ૭-૮-૨૫.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી મહારાજ,

વઢવાણ શહેર.

આપનો તા. ૧-૮-૨૫ નો પત્ર ખુ. નામદાર મહારાણા રાજ સાહેબ બહાદુરને મળ્યો છે. આપે લખ્યા મુજબ આપના તરફથી આવેલ ફાર્મો અહીંના મહાલોમાં મોકલવા રા. રા. નાયબ દિવાન સાહેબ તરફ મોકલાવી આપ્યા છે.

પૂજ્ય ગુરૂશ્રીને મારા સવિનય વંદણા કહેશો.

વીનંતી શુભેચ્છક,

દેવશંકર જયકૃષ્ણ દવે. રાવ બહાદુર,

બી. એ. એલ. એલ. બી.

ના માનપૂર્વક પ્રણામ.

(દિવાન સાહેબ, વાંકાનેર રાજ્ય.)

---

પાલીતાણા. તા. ૧૫-૮-૨૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.
વઢવાણ શહેર.

આપનું તા. ૯-૮-૨૫ નું પોસ્ટ કાર્ડ મળ્યું છે. આ સ્ટેટમાં સ્થાનકવાસી જૈનની વસ્તી નથી તેથી આપના તરફથી આવેલ પત્રકો ભરાવવામાં આવેલ નથી. પત્રકો જુદા બુકપોસ્ટથી પાછાં મોકલ્યાં છે.

ચમનલાલ ગીરધરલાલ મહેતા,
બી. એ. એલ. એલ. બી.
(દિવાન સાહેબ, પાલીતાણા રાજ્ય.)

---

દિગ્ભૂવન પેલેસ,
લીંબડી. તા. ૨૯-૭ ૨૫.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી,
વઢવાણ શહેર.

આપનો તા. ૨૨મી.નો તથા ત્યારબાદ તા. ૨૫મી નો પત્ર સાથેના તમામ કાગળો મળ્યા છે. આપના કાગળ સાથેના પત્રકો તમામ ગામડાઓમાં મોકલવા તજવીજ કરી છે. આપના દરેક સારા પ્રયાસમાં અમારાથી બનતી મદદ હમેશ કરવી જોઇએ. પૂજ્ય ગુરૂશ્રીને ઘટીત કહેશો. હાલ એજ. આપના ક્ષેમ કુશળ ચાહુ છું.

વિનીત સેવક,
દૌલતસિંહજી.
કે. સી. આઇ. ઈ.
(ઠાકોર સાહેબ, લીંબડી.)

---

શ્રી. હજુર ઑફીસ.
વઢવાણ સ્ટેટ. તા. ૩૧-૭-૨૫.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી મહારાજ,
વઢવાણ શહેર.

આપનો તા. ૩૧-૭-૨૫ નો પત્ર નામદાર હજુર સાહેબને. વંચાવતા તેઓ નામદારે આપે મોકલેલ ફાર્મો ગામડામાં ભરાવી મોકલવા માટે ફરમાન કરેલ છે. તો હરેક ગામે મોકલવામાં આવશે. પૂજ્ય ગુરૂશ્રીને સવિનય પ્રણામ.

વિનંતી,
ભીમજી,
બી. એ. એલ. એલ. બી.
(દિવાન સાહેબ, વઢવાણ રાજ્ય.)

---

રા. રા. કાળીદાસ.

ફોર્મ મળતા આપના સ્થાનકવાસી અગ્રેસરને આપેલ છે ભરાઈને તૈયાર થએથી મળશે એટલે આપને મોકલવામાં આવશે. વળતો પત્ર કામ સેવા લખશો. તા. ૧૨-૮-૨૫.

સે.
નેણશી ફુલચંદ સંઘવી,
(મૂખ્ય કારભારી સાહેબ, લખતર)

---

સાયલા તા. ૭-૮ ૨૫.

પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી,

આપના તરફથી તા ૧-૮-૨૫ નો પત્ર તથા સર્વોપયોગી વાકયોની કોપી ત્રણ મોકલાવી તે પહોંચી છે. આપના લખવા મુજબ "કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી ડીરેકટરી" માટે રા. રા. મોહનલાલ સાથે આવેલ ફાર્મો ભરાવી મોકલવા આંહીં તાબાના ગામોના વેવટદારોને ફાર્મો મોકલેલ છે, તો ભરાઈ આવેથી મોકલાવી આપીશ. આ તરફનું કામકાજ લખશો. તા. સદર.

મદારસિંહજી,
ઠાકોર સાહેબ,
સ્ટે. સાયલા.

---

ચુડા હ. પ. જા. નં. ૧૧૭૫.

સ્વામીજી શ્રી જેઠમલજી સ્વામી.

મુ. રામપુરા.

આપના તા. ૫–૯–૨૬ ના પત્રના ઉત્તરમાં લખવાનું કે, સ્થાનકવાસી જૈન ડીરેકટરીના પત્રકો મોકલાવશો એટલે તે ભરાવી આપવાની ગોઠવણ કરવામાં આવશે.

તા. ૯–૯–૨૬. ચુડા.

હરીલાલ રાવલ.
બી. એ, એલ. એલ. બી.
( મેનેજર સાહેબ ચુડા. )

---

જસદણ. તા. ૨૦–૭–૨૫.

મ્હેરબાન સાહેબ,

વઢવાણ શહેર.

આપનું પોસ્ટ કાર્ડ મળ્યું તે સાથે સ્થાનકવાસી જૈનોના વસ્તિ પત્રકના ફાર્મો પણ મળ્યા છે, તે ભરાવી મોકલવા ગોઠવણ કરી છે.

વિનતિ સેવક,
છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી,
બી. એ. એલ. એલ. બી,
(દિવાન સાહેબ, જસદણ રાજ્ય.)

---

ધ્રોળ. તા. ૬–૮–૨૫ ગુરૂવાર.

મહેરબાન સાહેબ.

આપના પત્રો મળ્યાં છે. તે સાથે સ્થાનકવાસી જૈનોના વસ્તિ પત્રકના ફાર્મો પણ મળ્યા, મોદી દોલતચંદ રામજી મારફત મળ્યા છે, તે ભરાવી મોકલવા ગોઠવણ કરવામાં આવેલ છે.

પૂજ્ય સ્વામીશ્રી જેઠમલજીને અમારા ઘટીત કહેશો. તા. સદર.

શિવસિંહજી મુળુભા,
રેવન્યુ કારભારી,
ધ્રોળ.

---

થાણાદેવળી. તા-૧૧-૯-૨૫.

જવાબમાં સલામ સાથ લખવાનું કે આંહી તથા તાબાના ગામોમાં તજવીજ કરાવતા જૈન સ્થાનકવાસી આ તાલુકામાં નથી. જેતપુર, મેંદરડા વગેરે સ્થળે હોવાથી સંભવ છે. અને તે મજમુ ગામો હોવાથી અહીંથી પત્રક ભરી શકાય તેમ ન હોવાથી પત્રકો ભર્યા વિન્યા પાછા મોકલેલ છે.

મગનલાલ દૌલતરાય સ્વાદીયા,
મુખ્ય કારભારી, તાલુકા થાણાદેવળી.

---

વડીયા. તા. ૨૧ ૯-૨૫.

મી. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.
વઢવાણ શહેર.

તમારૂ તા. ૧-૮-૨૫ નું પોસ્ટ કાર્ડ મળ્યું. તે પછી સ્થાનકવાસી જૈન કોમના પત્રકો ભરી મોકલવા છાપેલ ફાર્મો આવતા આ સ્ટેટના જે જે ગામમાં સ્થાનકવાસી જૈનો રહે છે તેવા ગામવાર પત્રકો ભરાવી મંગાવતા તે આજરોજ તમારા નામે બુક પોસ્ટથી રવાના કરવામાં આવ્યા છે. તે પહોંચશે.

હજુર હુકમથી,
પ્રાણજીવન અંદરજી,
હજુર શિરસ્તેદાર, વડીયા તાલુકા.

---

અખંડ પ્રૌઢ પ્રતાપી નેક નામદાર ખુદાવીંદ વળા ઠાકોર સાહેબ બહાદુરની હજુરમાં.

સલામ સાથે અરજ કરવાની કે આ વળા ગામમાં કે તાબાના ગામોમાં સ્થાનકવાસી જૈનોના પત્રકો ભરી રજુ કરવા રૂબરૂ ફરમાન થતા તપાસ કરતાં તેવા કોઇ સ્થાનકવાસી જૈન આ સ્ટેટના તાબાના ગામોમાં રહેતા નથી તેથી પત્રકો ભરવામાં આવેલ નથી. નોકરીયાત છે તે બહાર ગામના રહીશ હોવાથી નામ લખવામાં આવેલ નથી તે રોશન થાય. એજ અરજ. તા. ૧૩-૮-૨૫ વળા.

ઝવેરચંદ રાયચંદ શેઠ.
રેવન્યુ સેક્રેટરી વળા.
મેતા ગુલાબચંદ જીવાભાઈ સહી દા. પોતે.

વળા. હ. ઓ. આ. નં. ૨૭૮૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.

દાજીરાજ હાઇસ્કુલ હેડમાસ્તર સાહેબ,

વઢવાણ શહેર.

ઉપરનાથી આપના જોવામાં આવશે. પત્રકો જેમના તેમ મોકલ્યાં છે. તા. ૧૩-૮-૨૫

( સહી )

કારભારી, વળા સ્ટેટ.

---

બજાણા. તા. ૩૦-૭-૨૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.

હેડમાસ્તર, દાજીરાજ હાઇસ્કુલ,

વઢવાણ શહેર.

આપનો બજાણા મેનેજર સાહેબ રા. બાલુભાઈ ગોવરધનદાસ પટવારી ઉપરના પત્રના જવાબમાં લખવાનું કે બજાણા તલપદમાં ભાવસાર સ્થાનકવાસી છે અને તેનાં ગામોમાં પીપલી અને સિદ્ધસરમાં વીશા વાણીઆ સ્થાનકવાસી છે તેના પત્રકો ત્રણુ ભરાવી આજરોજ બુક પોસ્ટથી મોકલ્યા છે.

વિનંતી,

ત્રંબકલાલ દેવચંદ શાહ,

ચીફ રેવન્યુ કારભારી, બજાણા સ્ટેટ.

---

લાઠી તા. ૨૯-૯-૨૬.

**સ્વામીજી જેઠમલજી.**

રામપુરા.

આપનો તા. ૨૩-૯-૨૬ નો પત્ર તથા તે સાથેના પત્રકો મળ્યા. આ સ્ટેટના તાબામાં દસ ગામો છે. જે પૈકી જે જે ગામોમાં જૈન સ્થાનકવાસીની વસ્તિ છે તેના પત્રકો તૈયાર કરાવી આ સાથે મોકલ્યા છે.

લી. સેવક,

અચરતલાલના

યથાયોગ્ય વંદન

( મેનેજર લાઠી. )

---

માળીયા. તા. ૨૬-૮-૨૫.

રા. રા. કાળીદાસ,

તમારો પત્ર તા. ૨૨-૮-૨૫ નો વાંચી હકીકત જાણી. તે સાથે લખેલ પત્રકો અહીં હજુ આવ્યા નથી માટે તે મોકલશો એટલે યોગ્ય થશે. પરમ પૂજ્ય મહાત્મા શ્રી લવજી સ્વામી તથા પૂજ્ય સ્વામી શ્રી જેઠમલજી સ્વામી વીગેરે સ્વામીજીની સેવામાં મ્હારા વંદન જાહેર કરશો.

અમરસિંહજી રાણા,
કામદાર, માળીયા.

---

વીરપુર. તા. ૧૧-૯-૨૫.

માસ્તર પુરૂશોત્તમ લવજી,
વઢવાણ.

તમારા તરફથી સ્થાનકવાસી જૈન ડીરેકટરી બનાવવા માટેના ફોર્મ આવેલ પરંતુ અહીં કોઇ સ્થાનકવાસી જૈન નથી પરંતુ અહીંના મહાલ ખરેડીમાં સ્થાનકવાસી જૈન લોકોની વસ્તી છે તેથી ત્યાં મોકલ્યાં છે. આ બાબતમાં ખરેડી ગાંધી મેઘજી અજરામર સાથે પત્રવ્યવહાર કરશો.

ના. ઠાકોર સાહેબના હુકમથી.
છોટાલાલ રેવાશંકર.

---

જેતપુર, તા. ૮-૮-૨૫.

સુજ્ઞ મહાશય,

આપના તરફથી આવેલા ફારમો અહીંના બન્ને ગામ ચુડા અને રાણપુર મોકલવામાં આવેલ છે. ફારમો ભરાઇ આવેથી તમારી તરફ મોકલવામાં આવશે. પ્રજાના કાર્યમાં બનતી મદદ આપવામાં ઉપકાર કરતા નથી.

ઉત્તમચંદ રૂપસી કામદાર.
એભલવાળા એસ્ટેટ.

---

આપના તરફથી પત્રકો મને તુરત મળ્યેથી તે કામ હાથમાં લઉં-લેવરાવું તેથી તુરત મોકલશો વિનંતી કરૂં છું. અને તે કામ પુરતું મારે કેટલું કરવાનું તેની સ્પષ્ટ સમજુત પણ મને મળશે એમ આશા રાખું છું............સુખાકારી ચાહું છું.

લી૦ શિવલાલ પુરૂષોત્તમ ગોસળીયા,
(વતી) મેનેજર, કાંથડવાળા એસ્ટેટ,
બીલખા.

---

બીલખા તા. ૫-૮-૨૫.

રા. રા કાળીદાસ નાગરદાસ શાહ,
વઢવાણ શહેર.

આપના તરફથી તા. ૩-૭-૨૫ નો જવાબ ડીરેકટરીના કોઈ પત્રકો આંહી આવેલ નહીં હોવાથી ભરીને મોકલ્યા નથી. આવા કામમાં સૌથી પહેલો હું ભાગ લઉં પણ દીલગીર છું કે તેવા પત્રકો અહીં આવ્યાજ નથી...............................................આ કયાર્ડ લખાયા પછી આજની ટપાલમાં પત્રકો આવ્યા છે. હવે ભરાવી મોકલી આપીશ.

સહી
મેનેજર, આલાવાળા એસ્ટેટ,
બીલખા.

---

બગસરા. તા. ૮-૮-૨૫.

વિશેષ વિનંતી કે-

આપના તરફથી જૈન વસ્તિપત્રકના ફાર્મો આવેલા આંહીના સુવાંગ ગામમાં કોઈ પણ જૈન રહેતો નહી હોવાથી ફાર્મોમાં કાંઈપણ ભરવાપણું નહોતું. બગસરા તલપદમાં મહાજન તરફથી કામ કરનાર મેઘાણી રેવાશંકર હેમચંદને આ બાબત પુછતાં તેની માગણી ઉપરથી સદર ફાર્મો તેને આપી દેવામાં આવ્યા છે. એટલે તે ભરાવી આપને મોકલી આપશે.

ઇચ્છાશંકર દુર્ગાશંકર,
કામદાર, હડાળા-બગસરા.

---

બગસરા. ભાયાણી. તા. ૨૫-૯-૨૬.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ એમ. એ.

હેડમાસ્તર, દાજીરાજ હાઇસ્કુલ,

વઢવાણ શહેર.

જવાબમાં લખવાનું કે, આ તાલુકાના સુવાંગ ગામો પૈકી માત્ર એક હામાપુરમા જન સ્થાનકવાસીની વસ્તિમાં માત્ર એજ ઘર છે. તેની હકિકતનું પત્રક આ સાથે ભરીને મોકલ્યું છે. તે હકીકત પૂજ્યપાદ્ ગુરૂ મહારાજ (લવજી સ્વામી) ને જણાવશોજી.

હુકમથી.

**Devchand H.**

કામદાર,

નામદાર દરબાર શ્રી મોટા રામવાળા તાલુકા.

---

મેંદરડા. તા. ૭-૮-૨૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ, એમ. એ.

આ તાલુકાના સુવાંગ ગામ કોલડામાં માત્ર જૈન ધર્મના એક વેપારીનું ઘર છે, આવેલ પત્રકો ભરી મોકલવા તેઓશ્રીને સોંપવામાં આવ્યાં છે, એટલે તેઓશ્રી તે ભરી આપની સંસ્થા તરફ મોકલી આપશે તે જાણશો.

કામદાર,

માણસીઆવાળા તાલુકા-મેંદરડા.

---

જેતપુર. તા. ૧૩-૮-૨૫.

વિનંતી કે—આપના તરફથી આવેલ ફાર્મ ગામડામાં મોકલી દીધેલ છે, ભરાઇ આવેથી તુરત મોકલી દઇશ. તાકીદ પણ કરેલ છે. પૂજ્ય સ્વામીજી જેઠમલજી સ્વામી ત્યાં બિરાજતા હશે તેમની સેવામાં પ્રણામ કહેવા વીનંતી છે. આપ ખુશી મજામાં હશો. કામ સેવા લખી આભારી કરશો. જવાબની ઢીલ માટે માફી આપશો.

લી. સેવક,

બેચરલાલ બાપુભાઇ ઝાલા,

મેનેજર ખીજડીયા-જેતપુર તાલુકા.

---

દસાડા. તા. ૨૯-૭-૨૫.

તાલુકા જૈનખાનજી જા. નં. ૧૩૭૨.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.

હેડ માસ્તર, દાજીરાજ હાઇસ્કુલ,
વઢવાણ શહેર.

જૈન સ્થાનકવાસીની ડીરેકટરી બનાવવા તમે જે હકીકત માગેલ છે તે સંબંધે લખવાનું કે આ તાલુકાના ગામોમાં એક પણ જૈન સ્થાનકવાસીનું ઘર નથી.

વજુભા,
(મેનેજર, ઝેનાબાદ તાલુકા.)

---

ગવરીદડ. તા. ૨૦-૭-૨૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ, એમ. એ.

તમારા તરફથી જૈન ડીરેકટરીના પત્રકો આંહી આવ્યા છે. આ તાલુકામાં તમામ જૈન સમાજને આપવામાં આવ્યા છે. તેની સાથે સૂચના પણ કરેલ છે કે પત્રકો ભરી અમારી પાસે રજુ કરે એટલે અમારી મારફતે તમારી તરફ મોકલી દેવામાં આવશે.

ભવાનિસિંહજી.
દરબાર સાહેબના હુકમથી
ગવરીદડ તાલુકા.

---

કોઠારીયા. તા. ૩૧-૭-૨૫.

રા. કાળીદાસ નાગરદાસ શાહ. એમ. એ.
વઢવાણ શહેર.

આપ સાહેબ તરફથી મે. કોઠારીયા તાલુકદાર સાહેબ તરફ ફારમો વગેરે આવ્યા તે ભરી આ સાથે બીડી પોસ્ટ કરેલ છે. આ તાલુકાના ખોરાણા ગામમાં જૈન સ્થાનકવાસીના ૫ ઘર છે તે પણ આ સાથે છે સિવાય નથી.

હુકમથી.
લી. સેવક,
ખુશાલચંદ વાલજી મોદી,
ફોજદાર, કોઠારીયા તાલુકા.

---

શાપર. ( પોસ્ટ રીબડા ) ગોંડલ રેલવે.
તા. ૨૭-૭-૨૫.

મહેરબાન સાહેબ,

વીનંતી કે આપનું ચાલતા માસનું પતુ આંહીના નામદાર દરબાર સાહેબ ઉપરનું મળ્યું છે. આપે ના. દરબાર સાહેબના ઉપર જૈન સ્થાનકવાસી ડીરેકટરીના પત્રકો મોકલ્યાનું લખો છો પરંતુ તે તેમને હજુ. સુધી મળ્યા નથી. આ તાલુકાના માત્ર ચાર નાનાં નાનાં ગામો છે તેમાં માત્ર એક કે બેજ જૈન છે તો પત્રકો મળ્યા નથી તો ફરી મોકલાવી આપશો એટલે જનો પાસે ભરાવીને ઘણી ખુશીથી આપના તરફ મોકલી આપવામાં આવશે.

હજુર હુકમથી.
સહિ. શાપર તાલુકા કામદાર સાહેબ.

---

જેઠમલજી સ્વામી,

રામપુરા.

તાલુકે પાલ, ભાડવા મેનેજરના જયજીનેંદ્ર વાંચશો. વિ. આપે "જૈન સ્થાનકવાસી ડીરેકટરી" માટે આ તાલુકાના જૈન સ્થાનકવાસીની હકીકત મગાવી તે બાબતમાં જણાવવાનું કે આ બન્ને તાલુકાના ગામોમાં તપાસ કરાવતા જૈન સ્થાનવાસીની વસ્તિ નથી એમ જાહેર થાય છે. વિલંબ થયો તે માટે માફ કરશો. આપના પરમ પૂજ્ય ગુરૂ શ્રી લવજી સ્વામીને મ્હારી ઘણીજ વિનંતી સાથે જયજીનેંદ્ર કહેશો.

તા. ૨૫-૧૦-૨૬.

લિ૦ સેવક.
જયસુખલાલ હરિલાલ બુચ,
મેનેજર પાલ, અને ભાડવા-તાલુકા.

---

જાળીયા દેવાણી. તા. ૨-૮-૨૫.

રા. રા. હેડમાસ્તર સાહેબ,

વી. કે આપનું પતું પહોંચ્યું. જવાબમાં લખવાનું કે આપના લખવા પ્રમાણે ફારમો ભરી મોકલવા ગોઠવણ કરીશું તો ફારમો મોકલવા મહેરબાની કરશો.

વિનંતી.
હરજીવન કેસવજી,
મેનેજર, જાળીયા દેવાણી.

---

વાંસાવડ. તા. ૧૧-૮-૨૫.

રા. રા. સદા મહેરબાન ફાળીદાસ નાગરદાસ શાહ,

વઢવાણ શહેર.

આપના તરફથી કોર્ટ મારફત સ્થાનકવાસી પત્રકો મળ્યા. તે આજે ભરી કાલ રોજે આપના તરફ રવાના કરીશું. તથા તાબાના ગામોમાં પત્રકો ભરવા મોકલ્યા છે. તો તે ભરાએથી આપના તરફ મોકલીશું.

**શેઠ ગોપાળજી ભાઇચંદ.**

વાંસાવડ તાલુકા.

---

ત્ર. જા. નં. ૨૦૬.

ઇ. આ. પો. પટેલ. દુધરેજ, ભડવાણા, ખેરાળી, લાલીયાદ, ભથાણ, ગુંદીઆળા, બાળા, ઝાંપોદડ, પરનાળા, કટારીયા, તલસાણા, વડોદ, કેસરીયા, અને મુઝપર.

તમરા તરફ વઢવાણ ડીસ્ટ્રીકટ થાણદાર-હીગર લખવાનું કે જૈન સ્વામીજી શ્રી લવજી સ્વામીએ કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી ડીરેકટરી બનાવવા ગોઠવણ કરી છે. તો આ સાથે પંદર છાપેલાં ફારમો મોકલ્યા છે. તેમાં દરેક જાતની માંગેલી હકિકત કાળજીપૂર્વક ભરી ઉત્તરોત્તર દરેક પોલિસ પટેલને મોકલતા જ્યાંના નામવાળા પો. પટેલે આ ફારમો પુરી હકિકત સાથે આ નીચે રિપોર્ટ સાથે મોકલવા ભૂલ થવી ન જોઇએ. દેવળીયા અને વણાની હકીકત આવી ગઇ છે. જેથી મોકલ્યા નથી.

૨. દેસાવર રહેતા હોય તેના નામ જે ગામમાં રહેતા હોય તે ગામના પત્રકમાં દાખલ કરવા. આ વસ્તિપત્રક સ્થાનિક માણસનું નથી પણ ગામમાં ઘર બાર હોય પણ ધંધા અર્થે બહાર ગામ ભલે ગયા હોય તેનું નામ ભરવું. પણ બહાર ગામના ધંધા અર્થે તથા નોકરી માટે આવેલા બહાર ગામના માણસોના નામ લખવાના નથી. તેમના નામ તેમના ગામોમાં લખાશે. આ લીષ્ટ મુળ વતની ગામનું છે. આ સૂચના પણ ખાસ ધ્યાનમાં રાખી પત્રકની હકિકત લખવી. તા. ૯-૬-૨૬.

**લાભશંકર.**

વઢવાણ, ડી. થાણદાર.

---

ચોટીલા. ૧૦-૪-૨૫.

રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ, એમ. એ.
હેડમાસ્તર, દાજીરાજ હાઈસ્કુલ,
વઢવાણ શહેર.

આપનો કાગળ આવ્યો, સ્થાનકવાસીના વસ્તિપત્રકના ફોર્મો મહારાજશ્રીની દેખરેખ નીચે આ થાણાના ગામડાના ભરાણા છે. અહીં સર્વે સ્થાનકવાસી સંઘ સુખી છે. અને આપે આ કામ ઉપાડયું છે તે ખાતે આપને ધન્યવાદ છે.

છગનલાલ ખોડીદાસના
જયજીનેંદ્ર.
( થાણદાર, ચોટીલા થાણા. ).

---

ચોક. તા. ૨૦-૭-૨૫.

આપનો તા. ૧૫-૭-૨૫ નો પત્ર મળ્યો છે. જવાબમાં લખવાનું કે તજવીજના અંગે આ તરફ ઢુંઢીયા જૈન લોકો બીલકુલ નથી. આ તરફ તો દેરાવાસી જૈન લોકો રહે છે. તે જાણશો. પાલીતાણાની આસપાસ ઢુંઢીયા જૈન નથી એમ તજવીજથી જણાય છે. તોપણ કોઈ આવશે તો તેને દેવા અહીંના વકીલ મી. વીરચંદ ગોરધનદાસને ભરવા માટે આપ્યા છે. તો તેમને હવે આ સંબધે લખશો.

ચુનીલાલ.
( થાણદાર સાહેબ, ચોક. )

---

સોનગઢ. તા. ૨-૮-૨૫.

મહેરબાન સાહેબ,

સવિનય વીનંતી જે આપના તરફથી આપના જણાવ્યા મુજબ આંહી પત્રકો આવ્યા નથી. તો તેવા પત્રકો અને જે કોઈ વિશેષ હકીકતની આપને જરૂર હોય તો તે લખી મોકલવા કૃપા કરશો, એટલે હકીકત મેળવી હું મોકલી આપીશ.

ઉજમશી ડુંગરશી કોઠારી,
( થાણદાર સાહેબની વતી. )

---

દસાડા. તા. ૨૩-૭-૨૫.

શ્રીયુત રા. રા. કાળીદાસભાઇ,

આપનું પતુ મળ્યું. પરંતુ આપના તરફથી વસ્તિપત્રકના ફોર્મ હજુ મળ્યા નથી. આવેથી આપના લખવા મુજબ અમલ કરાવીશ. આ તરફનું કામકાજ હોય તે લખાવશો.

એજ વિનંતી.

ત્રિભૂવનદાસ રામજીના

સલામ.

( થાણુદાર સાહેબ, દસાડા. )

---

ભાવનગર. તા. ૨૧-૮-૨૫.

પૂજ્ય સ્વામીજી શ્રી જેઠમલજી સ્વામીની સેવામાં,

વઢવાણુ શહેર.

વિ. કે-આપના પત્ર તથા ફોર્મો મળ્યા છે. મહુવા તરફ ડીસ્ટ્રીકટમાં ગયેલ તેથી તરત જવાબ આપી શકયો નહી તો તે ક્ષન્તવ્ય લેખાશે. જોઈતી હકીકત મેળવવા માટે મોકલેલ ફોર્મો દરેક મહાલના ફોજદારોને એક બે દિવસમાં મોકલવા રવાના કરવામાં આવશે. પૂજ્ય ગુરૂશ્રીને મારા સવિનય પ્રણામ કહેશો.

લી. સેવક,

જોરાવરસિંહજી.

ના સવીનય પ્રણામ.

( વઢવાણુના માજી દિવાન સાહેબ અને હાલ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, ભાવનગર રાજ્ય. )

---

ઉમરડા. તા. ૨-૧૦-૨૬.

મહારાજ સાહેબ,

મુ. રામપુરા.

જવાબમાં વિનંતી સાથ લખવાનું કે, આપની માગણી અનુસાર જૈન સ્થાનકવાસીનું પત્રક ભરી આ સાથે મોકલવામાં આવેલ છે. તે સંભાળી લેવા કૃપા કરશોજી.

કનુભા,

(વહિવટદાર, ઉમરડા મ્હાલ, સંસ્થાન ધ્રાંગધ્રા.)

अज्ञान तिमिर व्याप्ति, मपाकृत्य यथायथम् ।
जिन शासन महात्म्य, प्रकाशः स्यात्प्रभावना ॥.१ ॥

અર્થ—અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી જૈન ધર્મની મહત્તા અર્થાત્ તેનો મહિમા વધારવો તેનું નામજ સાચી પ્રભાવના સમજવી. તેથી દરેક સ્ત્રી પુરૂષોએ જૈન ગ્રંથો વાંચવા અને બીજાને વંચાવવા. તદુંપરાંત નિર્ધનોને શાસ્ત્ર દાન આપી તેને જ્ઞાની બનાવવા. ધનવાનોએ ગ્રંથો છપાવી જાહેરમાં પાણીના મૂલ્યે મફત વ્હેંચી ધનને સફલ કરવું જોઇએ. આ સમયમાં એનાં જેવું કોઇ પુણ્ય કાર્ય નથી.



## વીસમી સદીમાં રચાયેલ જૈન સ્થાનકવાસી
## સાહિત્ય સંગ્રહ.

### છપાયેલા પુસ્તકો.

ગદ્ય પુસ્તકો.

**લીંબડી સંપ્રદાયના માર્તંડ. પંડિત, શતાવધાની, રત્નચંદ્રજી સ્વામીકૃત પુસ્તકો.**

૧ આગમકોષ ભાગ ૧-૨-૩-૪. (૨) માગધિ ભાષાનું વ્યાકરણ.
૩ કર્તવ્ય કૌમુદી. સંસ્કૃત-અર્થ-ભાવાર્થ અને વિવેચન સહિત.
૪ ભાવના શતક. સંસ્કૃત અર્થ-ભાવાર્થ અને વિવેચન સહિત.
૫ મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ અજરામરજી સ્વામીનું જીવન ચરિત્ર.
૬ રત્નગદ્ય માલિકા. (૭) કથા પંચક. (૮) બાર વ્રત.

---

**લીંબડી સંપ્રદાયના કવિવર્ય, પંડિતરાજ, સમર્થવક્તા, નાનચંદ્રજી સ્વામીકૃત પુસ્તકો.**

૧ સુબોધ સંગીતમાળા. ભાગ ૧-૨-૩. (૨) જૈન પ્રશ્નોત્તર કુસુમાવળી. (૩) રેસીટેશન ભા. ૧-૨-૩-૪. (૪) સામાયકનું સ્વરૂપ. (૫) જૈન સુબોધ કુસુમાવળી.

---

લીંબડી સંપ્રદાયના મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લાધાજીસ્વાંમીકૃત.

૧ પ્રકરણ સંગ્રહ પચવીસ થોકડા ભા. ૧ લો.

---

લીંબડી સંપ્રદાયના મર્હુમ પંડિતરાજ તત્વજ્ઞ ઉત્તમચંદ્રજી સ્વામીકૃત પુસ્તકો.

૧ વિવિધ બોધ સંગ્રહ.

૨ પ્રકરણ સંગ્રહ થોકડા ૧૯ ભાગ ૨ જો.

---

લીંબડી સંપ્રદાયના લેખક, કૃષ્ણજી સ્વામી કૃત પુસ્તકો.

૧ મહાસતી ચંદનબાળાનું ચરિત્ર. (૨) પ્રશ્નોત્તર જ્ઞાનમાળા.

૩ ચા બીડીથી થતા ગેરફાયદા.

---

લીંબડી સંપ્રદાયના લેખક, છોટાલાલજી સ્વામી કૃત પુસ્તકો.

૧ મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લાધાજી સ્વામીનું જીવન ચરિત્ર.

૨ ભક્તામ્બર મહાત્મ્ય. (૩) વિદ્યાસાગર. ભા. ૧-૨-૩.

૩ પવિત્ર પ્રમદાનુ પ્રાક્રમ. (૫) માંદાની માવજત.

---

જૈનાચાર્ય શ્રીમાન્ લવજીસ્વામી કૃત. દશવિકાલીક સૂત્ર ઉપર કરેલ વિવેચન.

---

લીંબડી સંપ્રદાયના જૈનાચાર્ય શ્રીમાન લવજી સ્વામીના શિષ્યકૃત પુસ્તકો.

૧ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીનું જીવન ચરિત્ર, આવૃતિ ૧-૨-૩-૪-૫.

૨ ત્રીતત્વ વર્ણન. (૩) સંવાદ અને સમાજનું દિગ્દર્શન.

૪ કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી ડીરેક્ટરી.

---

ગોંડળ સંપ્રદાયના મર્હુમ તપસ્વિજી માણેકચંદ્રજી સ્વામીકૃત પુસ્તકો.

૧ કાળ દર્શન ચિંતામણિ. (૨).........(૩).........યાદીમાં નથી.

---

બરવાળાં સંપ્રદાયના કવિ, લેખક, વિનયચંદ્રજી સ્વામી કૃત પુસ્તકો.

૧ વૈરાગ્ય શતક. ભા. ૧-૨. (૨) વિનય વિનોદ. (૩) ગુઝલ ગુલતાન.

---

બરવાળા સંપ્રદાયના મહુંમ આચાર્ય પંડિત, કવિવર્ય, ઉમેદચંદ્રજી સ્વામીકૃત.

૧ સિદ્ધાન્ત તરંગમાળા- થોકડા ૩૫

---

ધ્રાંગધ્રા સંપ્રદાયના મહુંમ કવિવર્ય, ગુલાબચંદ્રજી સ્વામીકૃત

૧ કુસુમરાય બાવની વ્રજભાષામાં કવિત.

---

પાલણપુરવાળા મહુંમ પંડિતરાજ, જયેષ્ટમલ્લજી સ્વામીકૃત.

૧ સમકિત સાર ભા. ૧ લો.

---

લીંબડી સંપ્રદાયના સંઘવીના નાના ઉપાશ્રયના સાધુજીકૃત પુસ્તકો.
આચાર્ય મોહનલાલજી સ્વામીકૃત પુસ્તકો.

૧ હિત શિક્ષા. (૨) શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ.

મણિલાલજી સ્વામીકૃત પુસ્તકો.

૧ પ્રશ્નોત્તર મણિરત્નમાળા. ભા. ૧-૨. (૨) ધર્મનો દરવાજો.
૩ જૈન પાઠમાળા. (૪) જૈન કન્યાશિક્ષણ. (૫) મ્હારી વિશુદ્ધ ભાવના. (૬) આત્માનુભવપ્રકાશ. (૭) આત્માનુભવ પ્રવેશિકા.
૮ શુદ્ધાત્મ વિચાર, (૯) સાડા અઢાર હજાર વર્ષનું પંચાંગ.
૧૦ તત્ત્વ ચિંતામણિ યાને અંતરના ઉદ્ગાર. (૧૧) તત્ત્વ વિચાર.

---

૧ આગાર ધર્મ, કર્ત્તા વકીલ અભેચંદ કાળીદાસ જેતલસર.
૧ આવશ્યક ભાવાર્થ, કર્ત્તા લેખક કૃષ્ણજી નંદલાલ શાહ રાજકોટ.
૨ ગુલાબ સન્માર્ગ ગીતા. કર્ત્તા સદર.

---

કચ્છ આઠકોટી મોટી પક્ષના સાધુઓ કૃત પુસ્તકો લેખક, ત્રિલોકચંદ્રજી સ્વામી કૃત પુસ્તકો.

૧ આવશ્યક સ્પષ્ટિકરણ. (૨) આચાર્ય વ્રજપાલજી સ્વામીનું જીવન ચરિત્ર

૧ કરકંકણુ. કર્ત્તા પંડિત, લેખક દેવચંદજી સ્વામી, કચ્છ મોટી પક્ષ.
૧ શ્રી પંચ પરમેષ્ટિપ્રભાવ કર્ત્તા માણેકચંદ્રજી સ્વામી બોટાદ સંપ્રદાય.

---

અમદાવાદના મહુંમ દાકતર જીવરાજ ઘેલાભાઇ એલ. એમ. એન્ડ એસ કૃત પુસ્તકો.

૧ આચારાંગજી સૂત્ર શબ્દાર્થ-ભાવાર્થ સહિત.
૨ ઉત્તરાંધ્યયન સૂત્ર શબ્દાર્થ-ભાવાર્થ સહિત.
૩ દશવિકાલીક સૂત્ર શબ્દાર્થ-ભાવાર્થ સહિત.
૪ ઉપાશક દસાંગ સૂત્ર શબ્દાર્થ-ભાવાર્થ સહિત.
૫ બૃહત્કલ્પ સૂત્ર. (૬) સૂયગડાંગજી સૂત્ર ભાષાન્તર.

---

મારવાડી કનેરામજી મહારાજ કૃત પુસ્તકો.

૧ જૈન તત્વ સોધક ગ્રંથ. (૨) સિદ્ધાન્ત સાર.
૧ શાળોપયોગી જન પ્રશ્નોત્તર. કર્ત્તા ઝવેરચંદ જાદવજી કામદાર રાજકોટ.

---

માંગરોળ વાળા હરજીવન મંગળજી ચીતલીયા કૃત પુસ્તકો.

૧-૨-૩-૪-૫-૬ વગેરે નામ યાદ નથી.

---

૧ મહુંમ જૈનાચાર્ય શ્રીમાન્ શ્રીલાલજી સ્વામીનું જીવન ચરિત્ર. કર્ત્તા મોરબીના સેવા પ્રેમી ઝવેરી દુર્લભજી ત્રિભૂવન.

---

પંજાબી વિદુષિ, પંડિત, લેખક, બાલ બ્રહ્મચારી આર્યાજી પાર્વતીબાઈ કૃત પુસ્તકો.

૧ જ્ઞાનદિપિકા. (૨) દુર્વાદિ મુખચપેટીકા. (૩) સત્યાર્થ ચંદ્રોદય.
૪ સમ્યકત્વ સૂર્યોદય.

---

મારવાડી ત્રિલોકચંદજી સ્વામી કૃત.

૧ નવતત્વ પ્રશ્નોત્તર સાધુ સમાચારી.

સાયલા સંપ્રદાયના મહુંમ આચાર્ય મેઘરાજજી સ્વામી કૃત.

૧ ...............નામ યાદ નથી.

---

શ્રીયૂત્ લેખક, પ્રસિદ્ધવકતા, વાડીલાલ મોતીલાલ શાહ કૃત પુસ્તકો અમદાવાદ.

૧ નમીરાજ. (૨) ધર્મતત્વ સંગ્રહ. (૩) સતી દમયન્તિ.
૪ સદ્‌ગુણુ પ્રાપ્તિનો ઉપાય. (૫) દિવ્ય યાત્રા. (૬) ખરા સુખની કુંચીઓ
૭ કયા ઇશ્વરે આ જગત્ રચ્યું ? (૮) સંસારમાં સુખ કયાં છે ?
૯ બાર વૃત. (૧૦) મધુ મક્ષિની. (૧૧) જૈન સાધમાર્ગી ઇતિહાસ.
૧૨ જ્ઞાતાજીનું ભાષાન્તર. (૧૩) ઉપાશક દશાંગનું ભાષાન્તર.
૧૪ અંતગડ દસાંગનું ભાષાન્તર. (૧૫) અણુત્તરોવવાઈનું ભાષાંત્તર.
૧૬ વિપાકનું ભાષાન્તર. (૧૭) નિરીયાવલિકાનું ભાષાન્તર.
૧૮ શ્રાવક વૃત વિચાર. (૧૯) જૈનવૃત શિક્ષાપત્રી.

---

જૈન હિતેચ્છુ માસિક પત્રના મહુંમ તંત્રી શ્રીયૂત મોતીલાલ મનઃસુખલાલ શાહ કૃત પુસ્તકો-અમદાવાદ.

૧ સદુપદેશમાળા. (૨) પ્રાણિ હિંસા અને પ્રાણિ ખોરાક નિષેધક.
૩ ગુજરાતી શબ્દ કોષ.

---

મારવાડી બાવીસ ટોલાવાળા પંડિત, લેખક, બાળબ્રહ્મચારી અમોલખ રૂષિજી કૃત પુસ્તકો.

૧ જૈન તત્ત્વ પ્રકાશ.
૨ પરમાત્મ માર્ગ દર્શક.
૩ મુક્તિ સોપાન.
૪ ધર્મતત્ત્વ સંગ્રહ.
૫ ધ્યાન કલ્પત્તરૂ.
૬ અદ્ધોદ્ધાર કથાગાર.
૭ મદન શેઠ ચરિત્ર.
૮ ચંદ્રશેણ લીલાવતી ચરિત્ર.

૯ જયશેણુ વિજયશેણુ ચરિત્ર.
૧૦ વીરશેણુ કુશાળ ચરિત્ર.
૧૧ જીનદાસ સગુણી ચરિત્ર.
૧૨ સિંહલકુમાર ચરિત્ર.
૧૩ મંદીરા સતી ચરિત્ર.
૧૪ ભૂવન સુંદરી ચરિત્ર.
૧૫ સંવેગ શુધાશોણી ચરિત્ર.
૧૬ ભીમસેન હરીસેન ચરિત્ર.
૧૭ શ્રી કેવળઋષિ જીવન ચરિત્ર
૧૮ સચ્ચી સંવત્સરી.
૧૯ સધર્મ બોધ ચારિત્ર.
૨૦ જૈન મૂલ્ય શુધાપદ્ય.
૨૧ તત્ત્વ નિર્ણય.
૨૨ નિત્ય સ્મરણ.
૨૩ નિત્ય પઠન.
૨૪ તીર્થંકર સહશ્રી.
૨૫ પ્રાતઃ પાઠ.
૨૬ શ્રી વીર સ્તુતિ.
૨૭ શાસ્ત્રોદ્ધાર મિમાંસા.

આટલા પુસ્તકો લખવા ઉપરાંત આ મહાત્માએ બત્રીસ સૂત્રોનું હિન્દિમાં ભાષાન્તર કરી જૈન સમાજ ઉપર અસાધારણ અને મહદુપકાર કરેલ છે. ત્રણ પુરૂષોએ જુદા જુદા ત્રણ મહાન કામ કરેલ તે પૈકી.

આઠકોટી સ્થાપક મુળ પુરૂષ ધર્મસિંહજી સ્વામી જેઓએ ૩૨ બત્રીસ સૂત્રોનો ટબો પુરી (પાઠ ઉપર ગુજરાતી અર્થ પુરી) આગમો સરલ કર્યા.

વર્તમાનમાં લીંબડી સંપ્રદાય માર્તંડ પંડિત, શતાવધાની રત્નચંદ્રજી સ્વામીએ ૩૨ બત્રીસ આગમનો શબ્દકોષ કર્યો. અને બાળ બ્રહ્મચારી પંડિત અમોલખ રૂષિજીએ ૩૨ બત્રીસ આગમોનું હિન્દિમાં ભાષાન્તર કર્યું.

---

## રાસ છપાયેલ.

### પદ્ય ગ્રંથો.

૧ સમકિત કૌમુદીનો રાસ.
કર્ત્તા-સુર્યમલજી મહારાજ કચ્છી આઠ કોટી.
૨ બ્રહ્મદત ચક્રવૃત્તિનો રાસ.
૩ ખોડાજી કૃત કાવ્યમાળા.
૪ અંજણા સતીનો રાસ.
કર્ત્તા-પ્રસિદ્ધ કવિરાજ ખોડાજી સ્વામી ગોંડળ સંપ્રદાય.
૫ મદન કુમારનો રાસ.
કર્ત્તા-જૈનાચાર્ય શ્રીમાન્ લવજીસ્વામી લીંબડી સંપ્રદાય.
૬ ચંદ્રરાજાનો રાસ.
કર્તા-બાળ બ્રહ્મચારી ગોવરધનજી સ્વામી લીંબડી સંપ્રદાય.
૭ નમીરાજાનો રાસ.
કર્તા-કવિ આંબાજી સ્વામી ગોંડળ સંપ્રદાય.
૮ વીરૃભાણુ ઉદય ભાણુનો રાસ.
કર્તા સદર.
૯ ગુણસુંદરીનો રાસ.
કર્તા-સદર.
૧૦ સુરસુંદરીનો રાસ.
કર્તા-કૃષ્ણજી સ્વામી લીંબડી સંપ્રદાય.
૧૧ સોમશયાનો રાસ. લખેલ
કર્તા સદર.
૧૨ ગાવીલ સુંદરીનો રાસ. લખેલ.
કર્ત્તા-સદર.
૧૩ નવકાર મંત્રનો રાસ.
કર્ત્તા-નથમલજી સ્વામી કચ્છી આઠ કોટી.
૧૪ પરદેશી રાજાનો રાસ લખેલ
કર્તા-સદર.
૧૫ છ આરાનો રાસ. ઉર્ફે ભરત મહારાજની ઢાળુ લખેલ.
કર્તા-મારવાડી.

૧૬ છ ભાઇનો રાસ.
કર્ત્તા—મારવાડી.

૧૭ આર્દ્રકુમારનો રાસ.
કર્ત્તા-આચાર્ય પ્રસિદ્ધ વકતા કવિવર્ય ઉમેદચંદ્રજી સ્વામી. બરવાળા સંપ્રદાય.

૧૮ ઉમેદચંદ્રજી કૃત કાવ્ય સંગ્રહ. કર્ત્તા—સદર.

૧૯ મૂર્ખ સમઝાવણુની ઢાળુ.
કર્ત્તા—બાળ બ્રહ્મચારી ગોવરધનજી સ્વામી લીંબડી સંપ્રદાય.

૨૦ કર્મ રક્ષિત કુમારનો રાસ. કર્ત્તા સાણંદના શ્રાવક.

૨૧ કેવળ કૃત નેમ વિવાહ કર્ત્તા કેવળદાસ ભાવસાર.

૨૨ સુમત પ્રબોધિકા તેરા પંથી ઉપર કર્ત્તા સદર.

૨૩ સિદ્ધાન્તસારની ઢાળુ દેરાવાસી ઉપર.

૨૪ જૈન સુબોધ ચિંતામણિ.
કર્તા ગીરધરલાલજી આચાર્ય સ્વામી ખંભાત સંપ્રદાય.

૨૫ વિવિધબોધ ચિન્તામણિ કર્તા સદર.

૨૬ રાજચંદ્ર કાવ્યમાળા.
કતા શ્રીમાન્ રાયચંદ રવજીભાઇ કવિ વવાણીયા.

૨૭ હરીહૃદય માલિનિ.
કર્ત્તા કવિ હરીભાઈ ભાઇચંદ મોરબી.

---

જૈન સ્થાનકવાસી નકસાઓ છપાએલ તેની યાદી.

૧ અનુયોગ દ્વારનો નકસો. (૨) નવ તત્વનો આંબો.
કર્ત્તા માણુલાલજી સ્વામી લીંબડી સંપ્રદાય.

૩ જૈન સ્થાનકવાસી મુનિ કલ્પદ્રુમ કર્ત્તા સદર.

૪ વચનામૃતો ભિન્ન ભિન્ન. કર્ત્તા શતાવધાની પંડિત રત્નચંદ્રજી સ્વામી કૃત લીંબડી સંપ્રદાય.

૫ વચનામૃતો ભિન્ન ભિન્ન કર્તા કવિવર્ય પ્રસિદ્ધ વક્તા પંડિત નાનચંદ્રજી સ્વામી લીંબડી સંપ્રદાય.

૬ ઉપદેશી, વિચારવાયોગ્ય અને સર્વોપયોગી વાકયો.
કર્ત્તા જેઠમલજી સ્વામી લીંબડી સંપ્રદાય.

૭ જૈન સાધુ સાધ્વીજીને વિહાર કરવાનો કાઠિયાવાડનો નકશો અને તેની ગાઇડ. કર્ત્તા જેઠમલજી સ્વામી લીંબડી સંપ્રદાય.



## શ્રી લીંબડી સંપ્રદાયના મોટા ઉપાશ્રયના મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ અજરામરજી સ્વામીના સાધુ સાધ્વીજીની અનુક્રમ નામાવલી.

૧ જૈનાચાર્ય શ્રીમાન્ પૂજ્ય સાહેબ શ્રી લવજી સ્વામી.
૨ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી.
૩ મહારાજ શ્રી વીરજી સ્વામી.
૪ મહારાજ શ્રી નાગજી સ્વામી.
૫ મહારાજ શ્રી કૃષ્ણજી સ્વામી.
૬ મહારાજ શ્રી ટોકરશી સ્વામી.
૭ મહારાજ શ્રી સુંદરજી સ્વામી.
૮ મહારાજ શ્રી રાયચંદ્રજી સ્વામી.
૯ મહારાજ શ્રી પ્રાગજી સ્વામી.
૧૦ મહારાજ શ્રી કર્મચંદ્રજી સ્વામી.
૧૧ મહારાજ શ્રી ધનજી સ્વામી.
૧૨ મહારાજ શ્રી શામજી સ્વામી.
૧૩ મહારાજ શ્રી સવજી સ્વામી.
૧૪ મહારાજ શ્રી કેશવલાલજી સ્વામી.
૧૫ મહારાજ શ્રી નાના શામજી સ્વામી.
૧૬ મહારાજ શ્રી અમિચંદ્રજી સ્વામી.
૧૭ મહારાજ શ્રી હિરાચંદ્રજી સ્વામી.
૧૮ મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામી.
૧૯ મહારાજ શ્રી છોટાલાલજી સ્વામી.
૨૦ મહારાજ શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામી.

૨૧ મહારાજ શ્રી શિવલાલજી સ્વામી.
૨૨ મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામી.
૨૩ મહારાજ શ્રી જાદવજી સ્વામી.
૨૪ મહારાજ શ્રી જેઠમલજી સ્વામી
૨૫ મહારાજ શ્રી રૂપચંદ્રજી સ્વામી.
૨૬ મહારાજ શ્રી અનુપચંદ્રજી સ્વામી.
૨૭ મહારાજ શ્રી લાલચંદ્રજી સ્વામી.
૨૮ મહારાજ શ્રી મુળજી સ્વામી
૨૯ મહારાજ શ્રી નાના ગુલાબચંદ્રજી સ્વામી.
૩૦ મહારાજ શ્રી હર્ષચંદ્રજી સ્વામી.

---

## લીંબડી સંપ્રદાયના કચ્છમાં વિચરતા આર્યાજીઓ.

૧ મોટા ભાણુબાઇ આર્યાજીની ચેલીઓ.

૧ આર્યાજી મોટા ડાહીબાઇ.
૨ આર્યાજી બાળબ્રહ્મચારી ગોમતીબાઇ.
૩ આર્યાજી મોંઘીબાઇ.
૪ આર્યાજી કુંવરબાઇ.
૫ આર્યાજી ધનબાઇ.
૬ આર્યાજી જીવીબાઇ.
૭ આર્યાજી બાળ બ્રહ્મચારી દિવાળીબાઇ.
૮ આર્યાજી બાળ બ્રહ્મચારી પાર્વતીબાઇ.
૯ આર્યાજી બાળ બ્રહ્મચારી સેજકુંવરબાઇ.
૧૦ આર્યાજી સુંદરબાઇ.
૧૧ આર્યાજી ગંગાબાઇ.
૧૨ આર્યાજી લક્ષ્મીબાઇ.
૧૩ આર્યાજી પંડિત સંતોકબાઇ.
૧૪ આર્યાજી મણિબાઇ.
૧૫ આર્યાજી કેશરબાઇ.
૧૬ આર્યાજી વેલબાઇ.

૧૭ આર્યાજી માણેકબાઇ.
૧૮ આર્યાજી દેવકુંવરબાઈ.
૧૯ આર્યાજી પ્રેમબાઇ.

૨ કેશરબાઈ આર્યાજીની ચેલીઓ.

૧ આર્યાજી પુરીબાઇ.
૨ આર્યાજી નાથીબાઇ.
૩ આર્યાજી નાનબાઇ.
૪ આર્યાજી બાળ બ્રહ્મચારી પાંચીબાઇ.
૫ આર્યાજી ડાહીબાઇ.
૬ આર્યાજી કુંવરબાઇ.
૭ આર્યાજી અમૃતબાઇ.
૮ આર્યાજી લાડકુંવરબાઇ.
૯ આર્યાજી રતનબાઇ.
૧૦ આર્યાજી દીવાળીબાઇ.
૧૧ આર્યાજી લક્ષ્મીબાઇ.
૧૨ આર્યાજી અંદરબાઈ.
૧૩ આર્યાજી ભાણબાઇ.

૩ પુરીબાઈ આર્યાજીની ચેલીઓ.

૧ આર્યાજી પાનબાઇ.
૨ આર્યાજી જાનબાઇ.
૩ આર્યાજી નાથીબાઇ.
૪ આર્યાજી દેવકુંવરબાઇ.
૫ આર્યાજી નાનબાઇ.
૬ આર્યાજી સુળીબાઇ.
૭ આર્યાજી પ્રેમબાઇ.
૮ આર્યાજી પાર્વતીબાઇ.
૯ આર્યાજી ગંગાબાઇ.
૧૦ આર્યાજી રતનબાઇ.
૧૧ આર્યાજી કુંવરબાઇ.

૧૨ આર્યાજી દિવાળીબાઇ.

કુલ ઠાણું ૪૪ કચ્છમાં આર્યાજીનાં વિદ્યમાન છે.

## લીંબડી સંપ્રદાયના કાઠિયાવાડમાં વિચરતા સાધ્વીજીની નામાવળી.

૧ જાનબાઇ આર્યાજીની ચેલીઓ

- ૧ આર્યાજી તપસ્વીજી રામકુંવરબાઇ.
- ૨ આર્યાજી બાળ બ્રહ્મચારી જીવીબાઇ.
- ૩ આર્યાજી મણિબાઈ.

૨ ડાહીબાઇ આર્યાજીની ચેલીઓ.

- ૧ આર્યાજી દેવકુંવરબાઇ.
- ૨ આર્યાજી કસુંબાબાઇ.
- ૩ આર્યાજી સમૃતબાઈ.
- ૪ આર્યાજી મોતીબાઇ.
- ૫ આર્યાજી કપુરબાઇ.
- ૬ આર્યાજી પાર્વતીબાઇ.

૩ સંતોકબાઇ આર્યાજીની ચેલીઓ.

- ૧ આર્યાજી વીજળીબાઇ.
- ૨ આર્યાજી શિવબાઇ.
- ૩ આર્યાજી જડાવબાઇ.
- ૪ આર્યાજી પાર્વતીબાઈ.
- ૫ આર્યાજી જવલબાઇ.
- ૬ આર્યાજી સમૃતબાઈ.

૪ સંતોકબાઇ આર્યાજીની ચેલીઓ.

- ૧ બાળ બ્રહ્મચારી આર્યાજી લક્ષ્મીબાઇ.

કુલ લીંબડી સંઘાડાના સાધુ સાધ્વી ઠાણું છે. ૯૦ સંવત ૧૯૮૩



## શ્રી લીંબડીના સંઘવીના ઉપાશ્રયના સાધુ-સાધ્વીજીની નામાવળી.

૧ પૂજ્ય મોહનલાલજી સ્વામી.
૨ મહારાજ શ્રી નથુજી સ્વામી.
૩ મહારાજ શ્રી મણિલાલજી સ્વામી.
૪ મહારાજ શ્રી મેઘરાજજી સ્વામી.
૫ મહારાજ શ્રી ત્રિભૂવનજી સ્વામી.
૬ તપસ્વી મહારાજ શ્રી ઉત્તમચંદજી સ્વામી.
૭ મહારાજ શ્રી વાલજી સ્વામી.
૮ મહારાજ શ્રી ધર્મશી સ્વામી.
૯ મહારાજ શ્રી વૃજલાલજી સ્વામી.
૧૦ મહારાજ શ્રી નાગજી સ્વામી.

---

### સાધ્વીજીના નામ.

૧ આર્યાજી હિરબાઇ.
૨ આર્યાજી પાર્વતીબાઇ.
૩ આર્યાજી સાંકળીબાઈ.
૪ આર્યાજી શિવબાઈ.
૫ આર્યાજી દિવાળીબાઇ.
૬ આર્યાજી મણિબાઇ.
૭ આર્યાજી રતનબાઇ.
૮ આર્યાજી મોટાં સંતોકબાઇ.
૯ આર્યાજી ઝુકલબાઈ.
૧૦ આર્યાજી સુંદરબાઇ.
૧૧ આર્યાજી ધનીબાઈ.
૧૨ આર્યાજી જીવકોરબાઇ.
૧૩ આર્યાજી ઝબુબાઇ.
૧૪ આર્યાજી માંણુબાઇ.

૧૫ આર્યાજી નાના પાર્વતીબાઈ.
૧૬ આર્યાજી સંતોકબાઇ.
૧૭ આર્યાજી ચંપાબાઇ.



## ગોંડળ સંપ્રદાયના સાધુ—સાધ્વીજીની નામાવળી.

૧ પૂજ્ય મહારાજ શ્રી જેચંદ્રજી સ્વામી.
૨ મહારાજ શ્રી દેવશિ સ્વામી.
૩ મહારાજ શ્રી દેવચંદ્રજી સ્વામી.
૪ મહારાજ શ્રી જાદવજી સ્વામી.
૫ મહારાજ શ્રી ગોવિંદજી સ્વામી.
૬ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી.
૭ મહારાજ શ્રી કાનજી સ્વામી.
૮ મહારાજ શ્રી ગિરિધરલાલજી સ્વામી.
૯ મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી.
૧૦ મહારાજ શ્રી કવિ આંબાજી સ્વામી.
૧૧ મહારાજ શ્રી ભીમજી સ્વામી.
૧૨ મહારાજ શ્રી ખીમાજી સ્વામી.
૧૩ મહારાજ શ્રી પેથરાજજી સ્વામી.
૧૪ મહારાજ શ્રી દેવરાજજી સ્વામી.
૧૫ મહારાજ શ્રી જીવરાજજી સ્વામી.
૧૬ મહારાજ શ્રી રાજપાળજી સ્વામી.
૧૭ મહારાજ શ્રી મંગળજી સ્વામી.
૧૮ મહારાજ શ્રી નાના જેચંદ્રજી સ્વામી.
૧૯ મહારાજ શ્રી કશળચંદ્રજી સ્વામી.
૨૦ મહારાજ શ્રી પ્રાણલાલજી સ્વામી.
૨૧ મહારાજ શ્રી વીરજી સ્વામી.



## ગોંડળ સંપ્રદાયના આર્યાજીની નામાવળી.

૧ મોટા સંતોકબાઇ આર્યાજીનો પરીવાર.
 ૧ આર્યાજી મણિબાઇ.
 ૨ આર્યાજી પાર્વતીબાઇ.

૨ સુંદરબાઇ આર્યાજીનો પરીવાર.
 ૧ આર્યાજી પુરીબાઇ.
 ૨ આર્યાજી રામકુંવરબાઇ.
 ૩ આર્યાજી જવલબાઇ.

૩ મોટા દુધીબાઇ આર્યાજીનો પરિવાર.
 ૧ આર્યાજી રળીયાતબાઇ.
 ૨ આર્યાજી હેમકુંવરબાઇ.
 ૩ આર્યાજી બાલુબાઇ.
 ૪ આર્યાજી મીઠીબાઇ.
 ૫ આર્યાજી જયાબાઇ.

૪ ઝવેરબાઇ આર્યાજીનો પરીવાર.
 ૧ આર્યાજી હીરૂબાઇ.
 ૨ આર્યાજી ઝવેરીબાઇ.
 ૩ આર્યાજી વેણીબાઇ.
 ૪ આર્યાજી સુંદરબાઇ.
 ૫ આર્યાજી જીવીબાઇ.
 ૬ આર્યાજી બાળ બ્રહ્મચારી પાર્વતીબાઇ.
 ૭ આર્યાજી જડાવબાઇ.
 ૮ આર્યાજી મોંઘીબાઇ.
 ૯ આર્યાજી સંતોકબાઇ.
 ૧૦ આર્યાજી કસુંબાબાઇ.
 ૧૧ આર્યાજી પુરીબાઇ.
 ૧૨ આર્યાજી નાના સંતોકબાઇ.
 ૧૩ આર્યાજી મોટા જડાવબાઇ.
 ૧૪ આર્યાજી નાના જડાવબાઇ.

૫ મીઠીબાઇ આર્યાજીનો પરીવાર.

૧ આર્યાજી દેવકુંવરબાઈ.
૨ આર્યાજી ઊજમબાઇ.
૩ આર્યાજી મણિબાઇ.
૪ આર્યાજી ફુલકુંવરબાઈ.
૫ આર્યાજી વૃજકુંવરબાઈ.
૬ આર્યાજી સંતોકબાઈ.
૭ આર્યાજી મોતીબાઇ.
૮ આર્યાજી અંબાબાઇ.

૬ પ્રેમકુંવરબાઇ આર્યાજીનો પરીવાર.

૧ આર્યાજી ફુલકુંવરબાઈ.
૨ આર્યાજી રળીયાતબાઇ.
૩ આર્યાજી શ્યામકુંવરબાઇ.
૪ આર્યાજી વિદુષિ બાળબ્રહ્મચારી મણિબાઈ.
૫ આર્યાજી હેમકુંવરબાઇ.
૬ આર્યાજી નવદિક્ષિત હેમકુંવરબાઇ.

૭ સાકરબાઇ આર્યાજીનો પરીવાર.

૧ આર્યાજી રળીયાતબાઇ.
૨ આર્યાજી અંબાબાઇ.
૩ આર્યાજી સ્મૃ[illegible]બાઇ.
૪ આર્યાજી ગલાલબાઈ.
૫ આર્યાજી મણિબાઇ.
૬ આર્યાજી મોતીબાઇ.
૭ આર્યાજી સ્મૃતબાઇ.

૮ જીવીબાઇ આર્યાજીનો પરીવાર.

૧ આર્યાજી રળીયાતબાઇ.
૨ આર્યાજી જેતુબાઇ.
૩ આર્યાજી મોંઘીબાઇ.
૪ આર્યાજી ઝવેરીબાઇ.

૫ આર્યાજી છબલબાઇ.
૬ આર્યાજી મણિબાઇ.
૭ આર્યાજી મોતીબાઇ.

૯ બેનકુંવરબાઇ આર્યાજીનો પરીવાર.

૧ આર્યાજી જાનુબાઇ.
૨ આર્યાજી અવલબાઇ.
૩ આર્યાજી મણિબાઇ.
૪ આર્યાજી દુધીબાઇ.

કુલ ૫૮ આર્યાજીઓ છે.

## ગોંડળ સંઘાણી સંપ્રદાયના આર્યાજીની નામાવળી.

૧ આર્યાજી સંતોકબાઇ.
૨ આર્યાજી જડાવબાઇ.
૩ આર્યાજી પુરીબાઇ.
૪ આર્યાજી કસુંબાબાઇ.
૫ આર્યાજી ચતુરાબાઇ.
૬ આર્યાજી બાળબ્રહ્મચારી મણિબાઇ.
૭ આર્યાજી છબલબાઇ.
૮ આર્યાજી ગલાલબાઇ.
૯ આર્યાજી મોંઘીબાઇ.
૧૦ આર્યાજી ચતુરાબાઇ.
૧૧ આર્યાજી બાળબ્રહ્મચારી જડાવબાઇ,
૧૨ આર્યાજી રંભાબાઇ.
૧૩ આર્યાજી કસુંબાબાઇ.
૧૪ આર્યાજી હેમકુંવરબાઇ.
૧૫ આર્યાજી દિવાળીબાઇ.
૧૬, આર્યાજી મોતીબાઇ.
૧૭ આર્યાજી પ્રેમકુંવરબાઇ.
૧૮ આર્યાજી સુરજબાઇ.
૧૯ આર્યાજી મોટા રેવાકુંવરબાઇ

૨૦ આર્યાજી નાના રેવાકુંવરબાઇ.
૨૧ આર્યાજી દુધીબાઇ.

આ સંપ્રદાયમાં સાધુજી નથી ફક્ત સાધ્વીજી છે, છતાં સંપ્રદાય સારી રીતે ચલાવે છે એ મગરૂબ થવા જેવું છે.

## બોટાદ સંપ્રદાયના સાધુજીની નામાવળી.

૧ મહારાજ શ્રી માણેકચંદ્રજી સ્વામી.
૨ મહારાજ શ્રી મુળચંદ્રજી સ્વામી.
૩ મહારાજ શ્રી જગજીવનજી સ્વામી.
૪ મહારાજ શ્રી મોટા કાનજી સ્વામી.
૫ મહારાજ શ્રી નાના કાનજી સ્વામી.
૬ મહારાજ શ્રી શિવલાલજી સ્વામી.
૭ મહારાજ શ્રી રાયચંદ્રજી સ્વામી.
૮ મહારાજ શ્રી જીવણજી સ્વામી.
૯ મહારાજ શ્રી જેઠાલાલજી સ્વામી.

આ સંપ્રદાયમાં આર્યાજી નથી.

## બરવાળા સંપ્રદાયના સાધુ-સાધ્વીજીની નામાવળી.

૧ પૂજ્ય વક્તા શ્રી મોહનલાલજી સ્વામી.
૨ મહારાજ શ્રી જેમલજી સ્વામી.
૩ મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામી.
૪ મહારાજ શ્રી સોમચંદ્રજી સ્વામી.
૫ મહારાજ શ્રી ભાવચંદ્રજી સ્વામી.
૬ મહારાજ શ્રી જીવણજી સ્વામી.
૭ મહારાજ શ્રી છોટાલાલજી સ્વામી.

## બરવાળા સંપ્રદાયના સાધ્વીજીની નામાવળી.

૧ આર્યાજી દિવાળીબાઈ.
૨ આર્યાજી અચરતબાઇ.

૩ આર્યાજી રતનબાઈ.
૪ આર્યાજી નાનબાઈ.
૫ આર્યાજી ગલાલબાઈ.
૬ આર્યાજી બાળબ્રહ્મચારી જડાવબાઈ.
૭ આર્યાજી જેઠીબાઇ.
૮ આર્યાજી અંજવાળીબાઈ.
૯ આર્યાજી બાળબ્રહ્મચારી જતનબાઈ.
૧૦ આર્યાજી દિવાળીબાઈ.
૧૧ આર્યાજી કેસરબાઈ.
૧૨ આર્યાજી માણેકબાઇ.
૧૩ આર્યાજી સંતોકબાઈ.
૧૪ આર્યાજી જયાકુંવરબાઇ.
૧૫ આર્યાજી ઉજમબાઇ.
૧૬ આર્યાજી ઝબકબાઈ.
૧૭ આર્યાજી કસ્તુરબાઇ.
૧૮ આર્યાજી મોટા લ્હેરીબાઇ.
૧૯ આર્યાજી નાના લ્હેરીબાઈ.
૨૦ આર્યાજી પશિબાઈ.
૨૧ આર્યાજી સમજુબાઇ.
૨૨ આર્યાજી ઝવેરીબાઇ.
૨૩ આર્યાજી વીજલીબાઈ.
૨૪ આર્યાજી સ્મૃતબાઈ.

---

## સાયલા સંપ્રદાય.

૧ પૂજ્ય શ્રી સંઘજી સ્વામી.
૨ મહારાજ શ્રી લક્ષ્મિચંદ્રજી સ્વામી.
૩ મહારાજ શ્રી મગનલાલજી સ્વામી.
૪ મહારાજ શ્રી કાનજી સ્વામી.

આ સંપ્રદાયમાં આર્યાજી નથી.

---

## ધરાંગધરા સંપ્રદાય.

મર્હુમ આચાર્ય શ્રી અમૃરસિંહજી સ્વામીના સંપ્રદાયમાં તેમની પાછળ ચાદર ઓઢાડેલ શિષ્ય મહારાજ શ્રી હરજીવનજી સ્વામી પૂજ્ય ગણાય છે.

આ સંપ્રદાયમાં આર્યાજી નથી.



## ખંભાત સંપ્રદાયના મર્હુમ જૈનાચાર્ય શ્રીમાન્ લવજી અણગારનો પારવાર.

૧ પૂજ્ય શ્રી ગીરીધરલાલજી સ્વામી
૨ મહારાજ શ્રી છગનલાલજી સ્વામી.
૩ મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામી.
૪ મહારાજ શ્રી છોટાલાલજી સ્વામી.
૫ મહારાજ શ્રી ચત્રભૂજજી સ્વામી.
૬ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી.
૭ મહારાજ શ્રી બેચરજી સ્વામી.
૮ મહારાજ શ્રી ખીમચંદ્રજી સ્વામી.

---

### આર્યાજીના નામ.

૧ આર્યાજી નવલબાઇ.
૨ આર્યાજી શિવબાઇ.
૩ આર્યાજી ડાહીબાઈ.
૪ આર્યાજી જમનાબાઇ.
૫ આર્યાજી મોટા સુરજબાઈ
૬ આર્યાજી મોટા સંતોકબાઈ.
૭ આર્યાજી નાનીબાઇ,
૮ આર્યાજી મોટા પ્રશ્નબાઇ.
૯ આર્યાજી નાના સંતોકબાઇ.
૧૦ આર્યાજી પાર્વતીબાઇ.
૧૧ આર્યજી નાના સુરજબાઈ

૧૨ આર્યાજી ચંચલબાઈ.
૧૩ આર્યાજી નાના પ્રશ્નબાઈ.

## શ્રી દરિયાપુરી સંપ્રદાયના સાધુજીનાં નામો.

૧ જૈનાચાર્ય પૂજ્ય શ્રી હાથીજી સ્વામી.
૨ મહારાજ શ્રી ઉત્તમચંદ્રજી સ્વામી.
૩ મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી.
૪ મહારાજ શ્રી ઇશ્વરલાલજી સ્વામી
૫ મહારાજ શ્રી નગીનલાલજી સ્વામી.
૬ મહારાજ શ્રી મોતીલાલજી સ્વામી.
૭ મહારાજ શ્રી હર્ષચંદ્રજી સ્વામી.
૮ મહારાજ શ્રી ઉત્તમચંદ્રજી સ્વામી.
૯ મહારાજ શ્રી મુળચંદ્રજી સ્વામી.
૧૦ મહારાજ શ્રી ગણુપતજી સ્વામી.
૧૧ મહારાજ શ્રી કલ્યાણજી સ્વામી.
૧૨ મહારાજ શ્રી સુંદરજી સ્વામી.
૧૩ મહારાજ શ્રી હરજીવનજી સ્વામી.
૧૪ મહારાજ શ્રી છોટાલાલજી સ્વામી.
૧૫ મહારાજ શ્રી કૃષ્ણજી સ્વામી.
૧૬ મહારાજ શ્રી ભાઇચંદ્રજી સ્વામી.
૧૭ મહારાજ શ્રી નરસિંહજી સ્વામી.
૧૮ મહારાજ શ્રી માણેકચંદ્રજી સ્વામી.
૧૯ મહારાજ શ્રી અમૃતલાલજી સ્વામી.
૨૦ મહારાજ શ્રી જીવણજી સ્વામી.
૨૧ મહારાજ શ્રી અમુલખજી સ્વામી.
૨૨ મહારાજ શ્રી પોપટલાલજી સ્વામી.
૨૩ મહારાજ શ્રી છગનલાલજી સ્વામી.
૨૪ મહારાજ શ્રી લવજી સ્વામી.
૨૫ મહારાજ શ્રી ભગવાનજી સ્વામી.
૨૬ મહારાજ શ્રી ચુનીલાલજી સ્વામી.
૨૭ મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામી.

# દરીઆપુરી સાધ્વીજીના નામ.

૧ આર્યાજી હરકોરબાઇ.
૨ આર્યાજી પાર્વતીબાઇ.
૩ આર્યાજી મોટા રૂકિમણીબાઇ.
૪ આર્યાજી મોટા અમૃતબાઇ.
૫ આર્યાજી મોટા જડાવબાઇ.
૬ આર્યાજી મોટા શિવબાઇ.
૭ આર્યાજી જડાવબાઇ.
૮ આર્યાજી મહાકોરબાઇ.
૯ આર્યાજી નાનીબાઇ.
૧૦ આર્યાજી અમૃતબાઇ.
૧૧ આર્યાજી વીજકોરબાઇ.
૧૨ આર્યાજી મોટા ચંચળબાઇ.
૧૩ આર્યાજી નાના ચંચળબાઇ.
૧૪ આર્યાજી ઉજમબાઇ.
૧૫ આર્યાજી સંતોકબાઇ
૧૬ આર્યાજી ડાહીબાઇ
૧૭ આર્યાજી કંકુબાઇ.
૧૮ આર્યાજી સમુબાઇ.
૧૯ આર્યાજી પ્રશ્નબાઇ.
૨૦ આર્યાજી મણિબાઇ.
૨૧ આર્યાજી પાર્વતીબાઇ.
૨૨ આર્યાજી વિજકોરબાઇ.
૨૩ આર્યાજી જડાવબાઇ.
૨૪ આર્યાજી મોંઘીબાઇ.
૨૫ આર્યાજી ચંદનબાઇ.
૨૬ આર્યાજી છબલબાઇ.
૨૭ આર્યાજી નાથીબાઇ.
૨૮ આર્યાજી ડાહીબાઇ.
૨૯ આર્યાજી રંભાબાઇ.

૩૦ આર્યાજી બાલુબાઇ.
૩૧ આર્યાજી અચીબાઇ.
૩૨ આર્યાજી સંતોકબાઇ.
૩૩ આર્યાજી માણેકબાઇ.
૩૪ આર્યાજી મોંઘીબાઇ.
૩૫ આર્યાજી કુંકુબાઇ.
૩૬ આર્યાજી પાર્વતીબાઈ.
૩૭ આર્યાજી ઝબકબાઇ.
૩૮ આર્યાજી મોતીબાઇ.
૩૯ આર્યાજી મણિબાઇ.
૪૦ આર્યાજી ઘેલીબાઇ.
૪૧ આર્યાજી મોટા સુરજબાઇ.
૪૨ આર્યાજી નાના સુરજબાઈ.
૪૩ આર્યાજી ચંચળબાઇ.
૪૪ આર્યાજી મણિબાઈ.
૪૫ આર્યાજી મંચ્છાબાઇ.
૪૬ આર્યાજી ઇચ્છાબાઈ.
૪૭ આર્યાજી નંદકોરબાઇ.
૪૮ આર્યાજી સુરજબાઇ.
૪૯ આર્યાજી છબલબાઈ.
૫૦ આર્યાજી સુરજબાઇ.
૫૧ આર્યાજી જડાવબાઈ.
૫૨ આર્યાજી સુરજબાઈ.
૫૩ આર્યાજી ચંચળબાઈ.
૫૪ આર્યાજી પાર્વતીબાઈ.
૫૫ આર્યાજી સ્મૃતબાઈ.
૫૬ આર્યાજી કેસરબાઈ.
૫૭ આર્યાજી પુલીબાઈ.



## મારવાડી સંઘાડાના સાધુજીના નામ.

૧ મહારાજ શ્રી જેમલજી મહારાજના સંઘાડામાં.
સાધુજી ૫૦ આર્યાજી ૧૫૦
૨ અમરસિંહજી મહારાજના સંઘાડામાં.
સાધુજી ૨૫ આર્યાજી ૫૦
૩ વિનયચંદ્રજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૧૪ આર્યાજી ૪૦
૪ નાનગજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૫૦ આર્યાજી ૩૦
૫ સ્વામીદાસજી મહારાજ સંઘાડીનામાં
સાધુજી ૨૫ આર્યાજી ૬૦
૬ શિતલદાસજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૧૦ આર્યાજી ૬૦
૭ નથુરામજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૪૦ આર્યાજી ૧૦૦
૮ અમરસિંહજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૫૦ આર્યાજી ૩૦૦
૯ હુકમચંદ્રજી મહારાજના સંઘાડામાં
સાધુજી ૨૦૦ આર્યાજી ૨૦૦
૧૦ ભોજરાજજી મહારાના સંઘાડામાં
સાધુજી ૧૦ આર્યાજી ૫૬
૧૧ જેઠમલજી સ્વામી અમરસિંહજી સ્વામી.
૧૨ રતનચંદ્રજી સ્વામી અજમેરી.
૧૩ નાનકજી સ્વામી મેવાડ.
૧૪ શિતલદાસજી સ્વામી માલવા.
૧૫ કાનજી રખજી હાડોતી બુંદીકોટા. દોલતચંદ્રજી

તેરાપંથી સંપ્રદાયના જૈનાચાર્ય શ્રીમાન્ પૂજ્ય કાલુરામજી આદિ સાધુજી ૧૦૫ આર્યાજી ૨૫૦

કચ્છ આઠકોટીના સાધુજી સાધ્વીજીનું લિષ્ટ ન મળવા માટે દીલગીર.

શ્રી મહાવીરાય નમઃ

# કાઠિયાવાડ જૈન સ્થાનકવાસી ડીરેકટરી.

## સોરઠ પ્રાંત.

ગામ ૧૨૦૦ વસ્તિ ૬૭૭૪૮૭ માણુસની.

### જુનાગઢ સ્ટેટ.

ગામ ૯૯૯ વસ્તિ ૩૯૫૩૨૮ માણુસની.

આ શહેર સારા સોરઠ ઉર્ફે સૌરાષ્ટ્રનું પાટનગર ગણાય છે. પાદરમાં કમર કસીને ગીરીરાજ અથવા ગીરનાર પર્વત શહેર અને સારા સોરઠનું રક્ષણ કરતો ઉભો છે. આખા કાઠિયાવાડ કિંવા સોરઠમાં સૌથી પૂરાતની એટલે જાદવકુળમણિ શ્રી કૃષ્ણ મહારાજના સમયનું આ શહેર હોવાની ઇતિહાસ સાક્ષિ પુરે છે. હાલ રાજકર્તા બાબી નામદાર નવાબ સાહેબ મહાબતખાનજી કે. સી. એસ. આઈ. રાજ કરે છે. મુસલમીન રાજ હોવા છતાં હિન્દુ અને મુસલમીનપણાનો લેશ માત્ર પણ પક્ષપાત વગરનું ઉદાર રાજ્ય છે. લગભગ સાડાત્રણસો ગામ તો હિન્દુ અને મુસ્લીમને ખેરીયત (ધર્માદામાં) આપેલ છે. કહેવત છે કે, મોજ બાબીઓની, વિવેક રજપુતોનો અને વેડ કાઠિયોની! વખણાય છે, તદાનુસાર જુનાગઢ સખાવતે બહાદુર છે. નવાબ સાહેબ જેવાજ તેમના ઉદાર દીલાવર દીલના મર્હુમ વજીર શેખ બહાઉદ્દીનભાઇ સી. આઇ. ઇ. અને હાલ તેમના ભત્રીજા દિવાન શેખ મહુમ્મદભાઇ જેવા સુખાનીઓ લોકપ્રિય થઈ પડયા છે. નેમનાથ ભગવાનની પવિત્ર દિક્ષા, કૈવલ્ય અને નિર્વાણ ભૂમિમાં જૈનોની સંખ્યા ઘણી થોડી છે. આ ગામમાં લીંબડી અને ગોંડળ એમ બન્ને સંપ્રદાયનું છે. બન્નેના ચાતુર્માસ વારાફરતી એકજ સ્થાનકમાં થાય છે. બન્નેનો એકજ સંઘ છે. લીંબડીમાં

ચોકસી કપુરચંદ નાથાભાઇ અને ગોંડળમાં ચોકસી ગોવનજી ગીરધરવાળા ઝવેરચંદભાઈ. અગ્રેસરો છે. બન્ને શ્રીમંત અને ધર્મપ્રેમી છે. એકંદર આ ગામમાં સંપ ઘણો પ્રશંસાપાત્ર છે. ધાર્મિક મિલકત અને સંસ્થામાં બે ઉપાશ્રય, એક ધર્મશાળા અને લાઈબ્રેરી તથા જૈનશાળા વગેરે સારી દેખરેખ નીચે હયાતી ધરાવે છે.

જૈન સ્થાનકવાસીની વસ્તિનો સંખ્યાંક.

| ઘર. | માણસો. | પુરૂષ. | સ્ત્રી. | પરણેલ પુરૂષ. | વિધુર. | કુંવારા. | સધવા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૭ | ૬૫૬ | ૩૨૬ | ૩૩૦ | ૧૨૭ | ૨૮ | ૧૭૧ | ૧૨૭ |

| વિધવા. | કુંવારી. | વિસા. | દસ. | ભાવસાર. | ખત્રી. | સોરઠીયા. |
|---|---|---|---|---|---|---|
| ૬૫ | ૧૩૮ | ૩૨ | ૫૮૩ | ૧૦ | ૨૦ | ૧ |

| ભણેલ પુરૂષ. | અભણ. | ભણેલ સ્ત્રી. | અભણ. | બાળક. | ભાષા ગુજરાતી |
|---|---|---|---|---|---|
| ૨૪૨ | ૨૬ | ૧૫૨ | ૧૨૩ | ૧૧૩ | |

| અંગ્રેજી ભણેલ પુરૂષ. | ડીગ્રી. | સામાયક. | પડિકમણા. | વેપાર. | નોકરી. |
|---|---|---|---|---|---|
| ૮૨ | ૬ | ૨૭૩ | ૬૯ | ૨૫૭ | ૬૫ |

| દાક્તર | વકીલ. |
|---|---|
| ૨ | ૨ |

## જુનાગઢ રાજ્યના મ્હાલો.

### ૧ ભેંસાણ મ્હાલ.

આ ગામમાં ગોંડળના ચાતુર્માસ થાય છે, ઉપાશ્રય છે. સંઘમાં આગેવાન                    છે. જૈન સ્થાનકવાસીની વસ્તિનો સરવાળો ૬૬ માણસ. ૩૫ પુરૂષ. ૩૧ સ્ત્રી.

### ૨. વિસાવદર મ્હાલ.

આ ગામ ગોંડળ સંઘનું છે, જૈન સ્થાનક ૧ છે. આગેવાન                    જણાય છે. જૈન સ્થાનકવાસીની વસ્તિ ૧૭૫ માણસ. ૯૩ પુરૂષ ૮૨ સ્ત્રી.

## ૩ નવાગઢ મ્હાલ.

આ ગામમાં ગોંડલ સંપ્રદાય અને લીંબડી સંપ્રદાયના ઘર છે. ઉપાશ્રય પડી ગયો છે અગ્રેસર શા., તલકચંદ દેવજી છે જૈન સ્થાનકવાસીની વસ્તિ ૧૭ માણુસ. ૮ પુરૂષ. ૯ સ્ત્રી.

## ૪ વંથલી મ્હાલ.

આ ગામમાં સ્થાનકવાસી બીલકુલ નથી. દેરાવાસી છે. ૧૫ માણુસ. ૧૦ પુરૂષ. ૫ સ્ત્રી.

## ૫ કુતીયાણા મ્હાલ.

આ ગામમાં જૈન સ્થાનકવાસી નથી. દેરાવાસી છે.

## ૬ શિલ મ્હાલ.

આ ગામમાં જૈન સ્થાનકવાસી ૧૨ માણુસ. ૬ પુરૂષ. ૬ સ્ત્રી.

## ૭ કેશોદ મ્હાલ.

આ ગામમાં જૈન સ્થાનકવાસી ૧૯ માણુસ. ૧૬ પુરૂષ. ૩ સ્ત્રી.

## ૮ હાટીના માલીયા મ્હાલ.

આ ગામમાં ગોંડલના શ્રાવકો છે. સ્થાનક અગ્રેસર છે. વસ્તિનો સરવાળો ૧૧૦ માણુસ. ૬૦ પુરૂષ, ૫૦ સ્ત્રી.

## ૯ વેરાવળ મ્હાલ.

આ શહેર દરીયા કિનારે આવેલું સુંદર ઇમારતો અને ધનવાન લોકોથી ભરચક વસ્તિવાળું દર્શનિક છે. અહિ ગોંડળ સંપ્રદાયના ચાતુર્માસ થાય છે. જૈન સ્થાનક બે છે. લાઇબ્રેરી અને જૈનશાળા આદિ ધાર્મિક સંસ્થાઓ છે. અગ્રેસર શા મદનજી જુઠા છે. સંઘ આબાદ સ્થિતિવાળો છે. આ શહેર બંદરી હોવાથી લોકો સુખી છે.

જૈન સ્થાનકવાસીની વસ્તિ:—

| ઘર. | માણુસ. | પુરૂષ. | સ્ત્રી. | પરણેલ પુરૂષ. |
|---|---|---|---|---|
| ૧૨૫ | ૫૦૯ | ૨૫૩ | ૨૫૬ | ૧૧૨ |

| વિધુર. | કુંવારા. | સધવા. | વિધવા. | કુંવારી. | વિસા ઓસવાળ. |
|---|---|---|---|---|---|
| ૨૯ | ૧૧૨ | ૧૧૨ | ૫૭ | ૮૧ | ૩૬૦ |

| દસા શ્રીમાળી. | ભણેલ પુરૂષ. | ભણેલ સ્ત્રી. | અભણ સ્ત્રી. | બાળક. |
|---|---|---|---|---|
| ૧૪૯ | ૨૨૬ | ૧૫૩ | ૩૮ | ૯૨ |

| અંગ્રેજી ભણેલ પુરૂષ. | અરબી ભણેલ પુરૂષ. | ડીગ્રી. | વેપાર. |
|---|---|---|---|
| ૧૫ | ૧૧ | ૧ | ૨૨૧ |

| નોકર. | પડિકમણા. | સામાયક. |
|---|---|---|
| ૩૨ | ૧૦૩ | ૨૯૦ |

## ૧૦ પાટણ મ્હાલ.

આ ગામ પ્રભાસપાટણથી ઓળખાય છે. જૈન સ્થાનકવાસીની વસ્તિ નથી.

## ૧૧ તલાલા ગીર મ્હાલ.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિ ૩૧ માણુસ. ૧૮ પુરૂષ. ૧૩ સ્ત્રી.

## ૧૨ ઉના મ્હાલ.

આ ગામમાં જૈન સ્થાનકવાસી નથી. દેરાવાસી છે.

## ૧૩ બાબરીયાવાડ ગાધકડા મ્હાલ.

આ ગામમાં જૈન સ્થાનકવાસી નથી.

## ૧૪ માંગરોળ મ્હાલ.

આ



## જુનાગઢ મ્હાલ પંચકોશી.

### ૧ વડાલ.

આ ગામમાં ઉપાશ્રય ઘણો સરસ છે. આ સ્થળ ગોંડળ સંપ્રદાયનું છે. કોઠારી ભૂદરજી જેચંદભાઇ આગેવાન છે. ૨૫૪ માણસો છે. ૧૩૬ પુરૂષ ૧૧૮ સ્ત્રી.

---

### ૨ કાથરોટા.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિઃ—૨૬ માણસ. ૧૨ પુરૂષ, ૧૪ સ્ત્રી.

---

### ૩ મજેવડી.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિ ૫૭ માણસ. ૩૦ પુરૂષ, ૨૭ સ્ત્રી.

---

### ૪ ગોમાધર.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનવાસીની વસ્તિઃ—૮ માણસ. ૮ સ્ત્રી.

---

### ૫ માલણપર.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિઃ—૭ માણસ. ૫ પુરૂષ, ૨ સ્ત્રી.

---

### ૬ વધાવી.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિઃ—૮ માણસ, ૪ પુરૂષ, ૪ સ્ત્રી.

---

### ૭ પળાંસવા.

આ ગામમાં ઉપાશ્રય નથી. જૈન સ્થાનકવાસીની વસ્તિઃ—૨૮ માણસ. ૧૨ પુરૂષ, ૧૬ સ્ત્રી.

---

